નવીન પદ્ધતિથી તૈયાર થએલા

# ગુજરાતી સાતમી ચોપડીના અર્થ.

(અર્થની સાથે વ્યુત્પત્તિ સહિત ઘણા
ખરા શબ્દાર્થોની સમજુતી સહિત.)

---:※:---

છપાવી પ્રસિદ્ધ કરનાર
જેચંદ તલકશી એન્ડ સન્સ
બુકસેલર્સ—વઢવાણ શહેર.

---:o:---

સુધારેલી નવી આવૃત્તિ ૧લી.
ઇસ્વી. ૧૯૨૭.

સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુરમાં
અમૃતલાલ દલપતભાઇ શેઠે છાપ્યું.

કિંમત ૦-૮-૦.

# પ્રસ્તાવના

હાલ ચાલતી વાચનમાળામાં કેટલાક શબ્દોમાં રહેલો ગુહ્યાર્થ તથા કવિતાની કેટલીક લીટીઓમાં રહેલો વાકયાર્થ બરાબર સચ-વાય, એવી પદ્ધતિથી ખાસ કરીને વ્યુત્પત્તિ પર સંપૂર્ણ ધ્યાન રાખી કવિતાના અર્થની જરૂર અમને જણાતાં તે મુજબ અમોએ ગુજરાતી ઉચ્ચ જ્ઞાન વાળા મેટ્રીકલિસ્ટ શિક્ષક પાસે સદરહુ અર્થ ફરીથી તૈયાર કરાવી વિદ્યાર્થીની અનુકુળતા સચવાય એવી જ શૈલીથી કાગળો તથા ટાઇપ પર ધ્યાન આપી છપાવેલ છે આશા છે કે સદરહુ આવૃત્તિને વિદ્યાર્થી વર્ગ તથા શિક્ષક બંધુઓ તરફથી સંપૂર્ણ ઉત્તેજન મળશે.

વઢવાણ શહેર
તા. ૧-૭-૨૫

પ્રસિદ્ધ કર્તા.

નવીન પદ્ધત્તિથી તૈયાર થએલા

# ગુજરાતી સાતમી ચોપડીના અર્થ.

(અર્થની સાથે વ્યુત્પત્તિ સહિત ઘણા
ખરા શબ્દાર્થોની સમજુતી સહિત.)

———:*:———

છપાવી પ્રસિદ્ધ કરનાર
જેચંદ તલકશી એન્ડ સન્સ
બુકસેલર્સ—વઢવાણ શહેર.

———:o:———

સુધારેલી નવી આવૃત્તિ ૧લી.
ઇસ્વી. ૧૯૨૭.

---

સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુરમાં
અમૃતલાલ દલપતભાઇ શેઠે છાપ્યું.

---

કિંમત ૦—૮—૦.

# નવી સાતમી ચોપડીના પાઠના અર્થ.

---

પાઠ ૧ લો.

નાગરિક=(नगर+इक)=નગરમાં (શહેરમાં) રહેનારા.

દેશજન=( देश+जन)=એકજ દેશમાં રહેનારા.

આચરણ=(आ+चर्+अन)=ચાલ ચલણ, રીતભાત.

નગરવાસી=(नगर+वस्+इननोई)= નગરમાં રહેનારા.

આણ=આજ્ઞા, હુકમ.

પ્રતાપ=કીર્તિ, મહત્વ.

ધોકો=નુકશાન.

અપ્રમાણિકપણે=(અ+પ્રમાણિક-પણે)=દગાથી.

શાખ=આબરૂ, પ્રતિષ્ઠા.

બટ્ટો=કલંક.

લોપ=નાશ.

વફાદાર=રાજ્યભક્ત.

બબડવું=વાંકું બોલવું.

જુબાની=જીભેથી બોલવું અથવા લખાવવું તે.

સ્થાનિક=એક ઠેકાણાના (स्थान+इक)

પ્રતિષ્ઠિત=प्रति+स्था(तिष्ठ्)+इत= આબરૂદાર, પ્રતિષ્ઠાવાળા.

નાલાયક=(ना+लायक) લાયક નહિ તે, હલકા.

શીક=દાબ.

પાર્લામેન્ટ=રૈયત, અમીર, અને રાજાની એકઠી થયેલી સભા.

સભાસદ=(सभा+सद्+अ) સભામાં બેસનારા માણસો.

વજીરો=કામદારો.

ખ્યાલ=વિચાર.

વર્તન=(वृत्+अन) રીતભાત.

સર્વોપરિ=(सर्व+उपरि) શ્રેષ્ઠ.

પાઠ ૨ જો.

પ્રાચિન=પહેલાંના (प्राचि=पूर्व,पहेला)

ખગોળવિદ્યા=આકાશી પદાર્થો સંબંધી હકીકત જાણવાની વિદ્યા (ख=आकाश+गोळ+विद्या).

સંશોધન=શોધ, ખોળ (सम्=सारी.

રીતે+ક્રુધ્+અન.)

યજ્ઞ=હવન, (यज्=पूजवुं.)

નિરીક્ષણ=તપાસીને જોવું તે.

(निस्+ईक्ष्+अन=मांहेथी तपासवुं)

મંડળ=પ્રકરણ, ભાગ.

દક્ષિણાયન=સૂર્યનો વિષુવવૃત્તની દક્ષિણમાં જવાનો વખત (अशाड मासथी पोष मास सुधीनो वखत) (दक्षिण+अय्+अन).

સમાગમ=મેળાપ.

વિષુવ=ક્રાંતિવૃત્ત અને વિષુવવૃત્ત જે બે સ્થાને મળે છે તે જગો પર સૂર્ય આવે છે ત્યારે દહાડો અને રાત્રિ સરખાં થાય છે તે બે સ્થાન વિષુવબિંદુ કહેવાય છે.

જ્યોતિઃશાસ્ત્રી=(ज्योतिस्+शास्त्री) આકાશી પદાર્થની વિદ્યાને જાણનારા

દૈનિક=દિવસની. (दिन+इक).

વિવરણ=વિસ્તાર સહીત વર્ણન. [वि+वृ+अन]

ચંદ્રગ્રહણ=ચંદ્રનું દેખાવું બંધ થવું તે. [चंद्र+गृह्+अन]

સમકાલીન=એકજ વખતે થયેલા [सम+काल+ईन]

વૈષ્ણવ=વિષ્ણુને માનનાર. [विष्णु+अ]

બીજ ગણિત=અક્ષર ગણિત.

અધ્યાય=ભાગ.

બાળ વિધવા યોગ=બાળપણમાં વૈધવ્ય પ્રાપ્ત થવું તે.

નિરૂપણ=વિવેચન, હકીકત.

નિપુણ=પ્રવીણ, હુશિયાર.

સમર્થ=શકિતવાળો.

## પાઠ ૪ થો.

ઉત્પાદન=નવું પેદા કરવું, મેળવવું. [उत्+पत्+अन]

કરજે=દેવું કરીને.

ભોંય ભાડું=ખેતર, પાદર વગેરે.

ખનિજ=ખાણમાંથી નીકળતા પદાર્થો સોનું રૂપું વગેરે. (खन्=खोदवुं)

પ્રત્યક્ષ અને પરોક્ષ એક બીજાથી ઉલટા શબ્દો છે. પ્રત્યક્ષ=નજરે દેખાય તે, અને પરોક્ષ=નજરે ન પડે તે.

સમાવેશ=(सम्+आ+विश्+अ)સમાસ

ઉપભોગ=(उप+भुज्+अ) ભોગવવા

યોગ્ય.
અનાયાસે=વગર મહેનતે.
સભ્ય=સારા, સુધરેલા.
સૃષ્ટ=(सृज्+त) સરજેલા, પેદાકરેલા.
ઉત્પન્ન=(उत्+पत्+न) પેદા કરવું.
વાહનો=(वह्+अन) લઈ જનારાં સાધનો.
ઉપયોગી=(उप+युज्+इननोई) સંબંધમાં આવી શકે તેવું.
દ્રવ્યોત્પાદન=(द्रव्य+उत्पादन)
નિર્વાહ=(निस्+वह्+अ) ભરણપોષણ

## પાઠ ૫ મો.

ભિન્નભિન્ન=(भिद्+न)=જુદી જુદી.
શીકલ=ચહેરો.
ઇત્યાદિ=(इति+आदि)=એ પ્રમાણે બીજા.
પ્રયત્ન=(प्र+यत्+न)=યત્ન કરવો તે.
મુખ્યત્વે કરીને=ખાસ કરીને, ઘણું કરીને.
સમૂહ=જથ્થો.
કહું=કદ.
મધ્યમ પ્રમાણમાં=જોઇએ તેવો.
ગોત્રી=એકજ કુળના.
અતિ પ્રખ્યાત=(अति+प्र+ख्या+त) ખ્યા=વખાણવું, ઘણી જાણીતી, ઘણી વખણાએલી.
આહાર=(आ+हृ+अ) આ+હૃ=ખાઈ જવું+અ=ભક્ષ.
બહુધા=(बहु+धा=रीते) ઘણું કરીને.
પ્રસિદ્ધ=(प्र+सिध्+ध) વખણાએલા.
ઈંડિઅન=હિંદુસ્તાની.
અરણ્ય=જંગલ.

## પાઠ ૬ ઠ્ઠો.

રમણિક=[रम्+अन+इक] આનંદ વાળું, સુંદર.
સ્વર્ગવાસી=(स्वर्ग+वस्+ई) સ્વર્ગમાં વસનારા (સ. તત્પુ).
રક્ષણ=(रक्ष्+अन) રક્ષણ કરવું તે, બચાવ.
વગ=સગવડ.
યથાસ્થિત=(यथा+स्था+त) જેવું હોય તેવું.
કલ્પનાશક્તિ=(कल्पना+शक्ति) અનુમાન કરવાની શક્તિ.
સૂર્યોદય=(सूर्य+उत्+अय) સૂર્યનું ઉગવું તે.

સૂર્યાસ્ત=(सूर्य+अस्+त) સૂર્યનું આથમવું તે.
સંતોષ=(सम+तुष्+अ) આનંદ, રાજી થવું તે.
મનોહર=(मनस्+हृ+अ) મનને હરનાર (દ્વિ તત્પુ)
શ્રમ=મહેનત.
નિરંકુશ=(निस्+अंकुश) દાબ વિનાનો, સ્વચ્છંદી.
ક્વચિત=ભાગ્યે જ.
વિસ્મિત=(वि+स्मि+त) આશ્ચર્ય પામેલું.
બાલ્યાવસ્થા=(बाल्य+अवस्था) નાનપણ.
ગર્જના=અવાજ.
વક્રીભવન=(वक्र+भू+अन) વાંકા વળવું તે.
આશ્ચર્યકારક=(आश्चर्य+कृ+अक) આશ્ચર્ય પમાડે તેવું.
મેઘગર્જના=ગડગડાટ, વરસાદનું ગાજવું. (मेघ+गर्जना)
ભયાનક=બીક લાગે તેવો.
લીલુંકુંજાર=લીલીવનસ્પતિથીભરપુર
વૃષ્ટિ=(वृष्+ति) વરસાદ.
પ્રફુલ્લિત=(प्र+फुल्+इत) પુરેપુરા ખીલેલા.
સજીવન=(स+जीव्+अन) જીવવાળાં. ટટાર.
અમૃત=(अ+मृ+त)=મરેલાને સજીવન કરનાર.
મારો=ધસારો.
અગણિત=(अ+गण्+इत)=ઘણાં.
તંદુરસ્ત=(तन+दुरस्त)=નિરોગી.
સર્વાંગે=(सर्व+अंगे)=આખા શરીરપર
નિમાળા=વાળ
અવિચારી=(अ+विचारी)=વિચાર વગરનો.
સારા દહાડા=સુખી જીંદગી.

### પાઠ ૮ મો.

ભક્તિ=(भज्+ति)=ભજવું તે.
મચીરહી=મંડ્યા રહી.
ભક્ત=(भज+त)=ભજનાર.
ખ્યાતિ=(ख्या=ति)=વખાણ.
મશહુર=જાણિતું
ભાયાત=રાજાના કુટુંબી ભાઇઓ.
સંસ્કાર (सम्+कृ+अ) સારી રીતે.

કરવું તે સુયોગ.

લીન=ગરક, લીન થયું=ચોંટયું.

અભાવ=(अ+भाव)=અપ્રીતિ.

દુનિયાદારી=સંસારના વૈભવ..

વિરક્ત=(वि+रज्+त)=મન ઉઠી જવું તે.

પતિ પત્ની=ધણી ધણીઆણી.

અણુબનાવ=અપ્રીતિ.

વધામણું=ખુશ ખબર.

જંજાળ=ઉપાધિ, આપદા.

મુક્ત=(मुच्+त) છૂટા થએલ.

નિર્ગમન=(निस्+गम्+अन) ગુજારવું, ગાળવું.

મના=બંધી.

સંતો=હરિભક્ત.

મહિએર=પિએર.

એબ=કલંક.

ગણકાર્યું=માન્યું.

પરોવવું=જોડવું.

વૃદ્ધ=(वृध्+ध)=ઘરડા.

ભવસાગર=(भव+सागर)=દુનિયા, રૂપી સમુદ્ર.

કૃષ્ણકીર્તન (कीर्त्+अन)=કૃષ્ણના ગુણ ગાવા તે.

વૃત્તાંત=(वृत्त+अंत)=હેવાલ.

વિશ્વનોનાથ=પરમેશ્વર, દુનિયાનો ધણી.

નીસર્યાં=ગયાં.

સુષુમણા=જે નાડીમાં બેઉ નસકોરાંમાંથી શ્વાસ સરખો આવજા કરે છે તે.

જગજીવન=(जग+जीवन)=દુનિયાનો જીવાડનાર, પરમેશ્વર.

નાવલીયો=ધણી

નિર્દોષ=(निस्+दोष)=દોષ-વિનાનો.

ચુએ=ટપકે.

દુજો=બીજો.

હજુર=પાસે.

ત્યાગ=(त्यज्+अ)=છોડવું તે.

માર્મિક=(मर्म+इक)=ભેદવાળો.

તાત્પર્ય=મતલબ.

અતિપ્રિય=ઘણા વહાલા.

કથીર=કલાઇ.

તૂક=કડી, લીટી.

રાણાજી કાગળ લખીને મોકલે છે, અને તે મીરાંબાઇને આપવાનું કહે છે. તેમાં લખ્યું છે કે હે મીરાંબાઇ ! તમે સાધુની સોબત છોડી દઇને અમારી સાથે રહો.

મીરાંબાઇ તેના ઉત્તરમાં કાગળ લખીને મોકલે છે. અને તે રાણાજીને આપવાનું કહે છે તેમાં લખે છે કે :—હે રાણાજી તમે રાજપાટ છોડી દઇને તમે સાધુની સાથે રહો.

રાણાજીએ ઝેરનો પ્યાલો મીરાંબાઇને આપવાને મોકલ્યો, તે મીરાંબાઈ અમૃત જાણીને પી ગયાં, કારણ તેમને પરમેશ્વર સહાય હતા.

ત્યાર પછી મીરાંબાઇએ રાણાજીના રાજ્યમાં રહેવાનું, રાણાજીના ફરમાનથી છોડી દીધું, અને તે માટે ઉંટવાળાને સાંઢ શણગારી સો સો ગાઉ દૂર (રાણાજીની હદ છોડી) લઇ જવા કહ્યું.

જે મીરાંબાઇ માયાથી વિરકત હતાં, તે સઘળું છોડી મેવાડને ડાબો તરફ મૂકી તેની પશ્ચિમ તરફ દ્વારકામાં ચાલ્યાં ગયાં.

તેમણે માન્યું કેઃ—સુષુમણા અમારી સાસુ છે, પ્રેમ અને સંતોષ મારો સસરો છે, જગજીવન મારો જેઠ છે, અને નિર્દોષ મારો ધણી છે.

ચુંદડી ઓઢું (માયા વશ થાઉં) તો તેમાંથી રંગ ટપકે (માયા વધારે વળગે) અને તે ટપકતાં ટીપાં સાથે ચુંદડી રંગ બેરંગી થઇ જાય (માયા વધે અને દુઃખ પણ વધતાં જાય) માટે જો કાળો કામળો ઓઢું તો તેને બીજો ડાઘ લાગી શકે નહિ. (સંસાર ત્યાગ કરૂં અને માયામાં લપટાઉં નહિ તો કાંઇ પણ દુઃખ ભોગવવું પડે નહિ.)

મીરાંબાઇ પ્રભુને વહાલાં છે, અને તે સંતની સાથે જ રહે છે.

અને પેલા કપટી (રાણાજી)થી જુદું મન રાખીને સાધુની સાથે ઘણો જ પ્રેમ રાખે છે.

આજ સુધી હું એમ માનતી હતી કે વ્રજ દેશમાં ફક્ત શ્રીકૃષ્ણ એકજ પુરૂષ છે, પણતમે વૃંદાવનમાં રહીને હજી સ્ત્રી પુરૂષનો ભેદ રાખીને બેઠા છો તે તમારા વિવેક [ભેદ]ને ધન્ય છે.

હે મનુષ્ય ? તું રાધા કૃષ્ણ સિવાય બીજું કાંઈ બોલ નહિ, અને સાકર, તથા શેરડીના સ્વાદને છોડી દઈને કડવા લીમડાને ઘોળ નહિ. હે મનુષ્ય તું રાધા કૃષ્ણ સિવાય બીજું બોલ નહિ.

ચંદ્ર અને સુરજનું તેજ છોડી દઈને આગીઆના તેજ સાથે પ્રીત કર નહિ, [રાધા] મણિ જેવા શરીરને હીરા, માણેક અને જવાહીરો જેવા પ્રભુ ભક્તિના રસ સાથે સરખાવવાનું છોડી દઈને કલાઈ જેવા દુઃખ રૂપી સંસાર સાથે સરખાવ નહિ [રાધા] મીરાં-બાઈ કહે છે કે શ્રી ગિરધર પ્રભુએ શરીર તુલના કરવા માટે જ [પ્રભુને ઓળખવા માટે જ] આપેલ છે [રાધા].

## પાઠ ૯ મો.

અધિકાર=[अधि+कृ+अ]=ઉપર કરવું '૯ અમલ.

દોર=દાબ; હકુમત.

સફળ=(स+फळ)=ફળ વાળો, સારો.

દાનત=ઇચ્છા.

સ્વતંત્ર=(स्व+तन्+त्र) પોતાના તાબામાં.

બાંધ છોડ કરી=સમજણ પાડી, ધીમાશથી સમજાવી.

અનુભવ=(अनु+भू+अ)=મહાવરો થવો; માહીતી.

ઉદ્ધતાઈ=ઉછાંછળાપણું.

નિષ્પક્ષપાતપણે=કોઇના પક્ષવગર.

*કુસંપ=[कु+संप]=નઠારો સંપ, કજીઓ.
પરિણામે=છેવટે.
માઠી દશા=ખરાબ હાલત.
રાજ્યાધિકારી=[राज्य+अधिकारी] રાજ્યના અમલદારો.
વર્ત્તમાનપત્રદ્વારા=[वर्त्तमान+पत्र]= ચાલતું પત્ર, છાપાથી.
ગેર ઉપયોગ=(गेर+उपयोग)= નઠારો ઉપયોગ.
ઝઝુમે=તત્પર રહે.
પગપાળો=પગે ચાલીને.
ટપ્પો=મહેણું.
શેહ=શરમ.
ચીંથરેહાલ=પહેરવાનાં લુગડાં પણ સારાં ન હોય તેવો, ઘણો ગરીબ.
નોતરીઓ=નાતનો માણસ, નોતરાં આપવા જનાર.

### પાઠ ૧૦ મો.

વિનિમય=અદલો બદલો.
અવઘડ ભરેલી=મુશ્કેલીવાળી.
વિભાગ=[वि+भज्+अ]=ભાગ કરવા.
ખોજે=ગમે, પસંદ પડે.
અંકાય છે=[अंक्=ચિહ્ન કરવું] ગણાય છે, નક્કી થાય છે.

### પાઠ ૧૨ મો.

તારાગણ=[तारा+गण] તારાનો જથ્થો [છ. તત્પુ.]
નીતિનિયમ=નીતિનો કાયદો. [છ. તત્પુ.]
પરમાત્મા=[परम+आत्मा] પરમેશ્વર, મોટો આત્મા.
અદ્ભુત=આશ્ચર્ય પમાડે એવી.
પ્રેરણા=ઇચ્છા, ઉર્મી.
જગતની પાર=દુનિયાની પેલી તરફ, બીજી બાજુ.
પ્રેમ વૃત્તિ=પ્રેમની લાગણી.
વિમુખ=(वि+मुख)=ઉલટું, વિરૂદ્ધ.
નિયંતા=(नि+यम्+ता) ચલાવનાર, નિયમમાં રાખનાર.
અનુસરી=[अनु+सृ] વર્તન કરી.
આચાર વિચાર=રહેણી કરણી.
મહાત્મા=મોટા માણસ [महा-+आत्मा]
દારૂણ=ભયંકર.

ઝંપલાવ્યો=કૂદ્યો.
તીક્ષ્ણ=અણીદાર.
પુષ્પમાળા [છ તત્પુ.]પુષ્પની માળા.
અલૌકિક=(अ+लौकिक)=અદ્ભુત,
લોકથી ચડીઆતી.
નાસ્તિક=(न=अस्=त=इक) પરમેશ્વર નથી એવું માનનારા.
વાસના=ઇચ્છા, આશા.
અસ્તિત્વ=(अस्+ति+त्व) હોવાપણું.
સ્વીકારી=(स्वी+कृ) કબુલ કરી.
અવગણના=અનાદર.
અસાધારણ=(अ+साधारण) ઘણું.
ધૈર્ય=ધીરજ, હીંમત.
દિલાસો=શાંતિ.
સ્મરણ=(स्मृ+अन) સાંભરવું તે.
બેશક=ખરેખર, નિઃસંદેહ.
બલકે=અથવા.
ધાર્મિક=(धर्म+इक) ધર્મવાળો.
ઉન્નતિ=ચઢતી.
જાગૃત થયો=જોરમાં આવ્યો.
સ્વાભાવિક=કુદરતી.
રચ્યાપચ્યા=મગ્ન, લાગી રહેલો.
અનંતકાળ=(अन+अंत) છેડા વગરનો કાળ, લાંબો કાળ.
ઉદ્ધાર=(उत्+धृ+अ) કલ્યાણ.

## પાઠ ૧૩ મો.

સદર દિવાની અદાલત=મુખ્ય દિવાની કોર્ટ.
કમને=(क+मने) નાખુશીથી.
યોગ્યતા=લાયકાત.
લેખાયા=(लिख्) ગણાયા.
અગ્રેસર=મુખ્ય, આગેવાન.
શ્રીમંતો=श्री+मंत) લક્ષ્મીવાન.
શૈલી=પદ્ધતિ, રીત.
રહેણીકહેણી=કહેવાની ઢબ, કવિતાની મતલબ.
ચઢસાચડસી=સરસાઈ.
ઉદારનિર્વાહ=ભરણપોષણ निस्+वह्+अ).
ગ્રંથકાર=ગ્રંથ કરનાર.
પ્રતિજ્ઞા=પણ; ટેક.
નિભાવવાનો=ચલાવવાનો.
આરંભ=(आ+रम्+अ) શરૂઆત.
સભાપ્રચારક=(प्र+चर्+अक) સભાનો ફેલાવો કરનાર.
લક્ષ્મીદેવીની કૃપા રહ્યા કરી=પૈસા-

દાર થયા.

બે પાસનો=લક્ષ્મી અને વિદ્યા બન્ને તરફનો.

ગદ્ય લખાણ=કવિતા રૂપે નહિ તેવું લખાણ.

હિમાયતી=મુખ્ય અગ્રેસર.

મર્મપ્રહાર=ભેદ ભરેલાં વચનો (प्र+हृ+ण).

મહાલતો=આનંદ કરતો.

અરસામાં=વખતમાં.

પરવા=દરકાર.

તારવણી=સાર.

નિરાધાર=(निस्+आधार) આધાર વિનાના.

સાંસા=વાંધા.

દીનતા=(दीन+ता) ગરીબાઇ.

પાઠ ૧૪ મો.

ધનાઢ્ય=પૈસાદાર.

સુશીલ=સારા ભાવની.

તીખી=આકરી.

ઘુંટડા ગળી જતી=પેટમાં ઉતારતી, સહન કરતી.

વડિ આઇ=મોટી મા.

સજોડે=ધણીધણીઆણી બન્ને સાથે.

પ્રીતિનું પાત્ર=પ્રીતિવાળો.

આશ્રિત=(आ+श्रि+त) આશરો મેળવેલા.

ખુશામત=ખોટી સેવા.

અધમ=હલકી.

નિર્મળ=ચોકસ (निर्+मळ).

ગર્ભશ્રીમંત=જન્મથીજ પૈસાદાર.

સમોવડીઆ=બરોબર, સરખેસરખા.

લઘુવયમાં=બચપણમાં.

સહાધ્યાયી=(सह+अध्यायी) સાથે અભ્યાસ કરનારા.

સરી પડી=જતી રહી, તૂટી ગઇ.

વજ્રલેપ=મજબુત.

સમાજ=સભા.

સભાસદ=(सभा+सद्+अ) મેમ્બર, સભામાં બેસનાર.

લોકૈષણા=લોકવખાણ.

લેવિ=મોટા લોકોનો મેળાવડો.

ઇવનિંગપાર્ટી=સાંજનો મેળાવડો.

આમંત્રણ=(आ+मंत्र+अन) નોતરૂં.

પ્રતિષ્ઠિત=(प्रति+स्थि+त) આબરૂદાર.

સ્મિતભર્યું=(स्मि+त) હસતું.

ગૌર=ગોરૂં, ઉજળું.
રમણીય=(रम्+अनीय) આનંદ પામવા યોગ્ય.
વિવાહ=(वि+वह्+अ) સગપણથી જોડાવું તે.
ટકોરા=મહેણાંટોણાં.
આવ્યું જતું રહેતું=અટકી ગયું, આવતું નહિ.
શકૂરું=શ્રાપ.
પ્રસવ્યો=થયો.
માથું ફરી ગયું=આકરૂં લાગ્યું.
બાધ=વાંધો.
ધિક્કાર=તિરસ્કાર.

પાઠ ૧૬ મો.

પુરાતન=જુના.
આધુનિક=હમણાંનો.
અદ્યાપિ=(अद्य+अपि આજ પણ).
પુરાણી=જુની.
ઈજનેરી=બાંધકામ.
પુરોહિત=ગોર.
પુનર્જન્મ=(पुनर्+जन्म) ફરી અવતરવું તે.
શબ=મુડદું.
અસંખ્ય=(अ+संख्य)=ઘણા.
સંગ્રહસ્થાન=(संग्रह+स्थान) સંગ્રહ કરવાની જગ્યા [મધ્યમપદ લોપી સમાસ.]
જારી રહી=કાયમ રહી.

પાઠ ૧૮ મો.

સત્કાર=(सत्+कृ+अ) આદરભાવ.
પરોણાગત=મેમાનગતિ.
સંપ્રદાય=ચાલ.
વૈશ્વદેવ=જમતાં પહેલાં અગ્નિને બલિ આપવાનો વિધિ.
અતિથિ=(अ+तिथि) જેને તિથિ પર્વ નથી તે, મેમાન.
ખાતર બરદાસ=સેવા ચાકરી.
યજમાન=(यज्+अ+मान) પરોણા ચાકરી કરનાર.
પ્રકૃતિ=(प्र+कृ+ति) સ્વભાવ.
ત્રાસ=(त्रस्+अ) દુઃખ; હેરાનગતિ.
ઉદ્દેશ=હેતુ.
સ્તુતિ=(स्तु+ति) વખાણ.
ઉમળકા=હોંશ, ઉમંગ.
વળાવો=ભોમીઓ.

પ્રવાસે=(प्र+वस्+अ) મુસાફરીએ. મધુ=મીઠું.
ગોષ્ઠી=મીઠી મીઠી વાતો. રૂચી=ભાવ.

ભૂખ્યા, તરસ્યા મેમાનને આનંદ આપે છે, અને પોતાને જેવું મળે તેવું લુખું સુકું પણ જમાડે છે; વળી ધીમું ધીમું તેની સાથે બોલીને તેને હસાવે છે. અને થાકેલાનો થાક ઉતારે છે. જુદી જુદી જાતની વાતો કહાડીને અતિથિના દુઃખને ભૂલાવીને શાંતિને પમાડે છે, અને મીઠું અન્ન જમાડે છે અને તેની સાથે બેસીને પોતે પણ જમે છે. અને તે અન્ન પર તેનો ભાવ ઉપજાવે છે. મતલબ તેનું દુઃખ ભૂલાવી દે છે.

## પાઠ ૨૦ મો.

તમતમાટ=તીખાશનો સ્વાદ.
ઉષ્ણકટીબંધ=વિષુવવૃત્તની ઉત્તર અને દક્ષિણનો ૨૩॥ અંશનો મુલક તે પ્રદેશમાં ગરમી વધારે પડે છે.
સુવાસિક=(सु+वास+इक) સારી વાસ વાળી.
વાની=ભોજન, પકવાનની જાતો.
નાવિકો=(नौका=वहाण) વહાણ હંકારનારા.
પ્રદક્ષિણા=ગોળ ફરતો ફેરો ફરવો તે.
અનુકુળ=માફક.
ઉત્તેજક=તેજ કરનાર, ગરમ કરનાર.
સ્વાદિષ્ટ=સ્વાદવાળું.
ઉત્કૃષ્ટ=સર્વથી શ્રેષ્ટ.
વાયુનાશક=વાયુને હણનાર.

## પાઠ ૨૧ મો.

રૂચતો=ગમતો.
મનન=(मन्+अन) વિચાર.
વૃત્તિ=(वृत+ति) ઇચ્છા.
મહાવિદ્યાલય=કોલેજ.
નિરભિમાન=(निस्+अभिमान) અભિમાન વિનાનો.
ચપળતા=ચાલાકી.
દૃષ્ટિવિદ્યા=પ્રકાશ સંબંધી જે

શાસ્ત્ર તે.
પૃથક્કરણ=(पृथक्+कृ+अन) ભાગ કરવા તે.
વેરણછેરણ=છૂટાં છૂટાં.
પુસ્તકાલય=(पुस्तक+आलय) પુસ્તક રાખવાનું ઠેકાણું.
ગુરૂત્વાકર્ષણ=(गुरुत्व+आ+कृष्+अन) ભારનું ખેંચાણ.
ભરતીઓટ=ચઢઉતર.
ફેલો=પાઠશાળાના અંગની એક પદવી.
આચાર્ય=ગુરૂ, પ્રોફેસર.
નિવારણ=(नि+वृ+अन) નાશ.
રાજ્યતંત્રી=રાજ્ય ચલાવનારા અમલદારો.
ખામોશ=ક્ષમા, ધીરજ.
સંશોધન=(सम्+शुध्+अन) શોધખોળ.

### પાઠ ૨૨ મો

સંતતિ=સંતાન, બાળકો.
યુક્તિ=(युज्+ति કળા, હીકમત.
દત્તક=બીજાનો પુત્ર પોતાનો કરી રાખવો તે.
ઘોર=નસકોરાનો અવાજ.
ભવની ભાવટ=જીંદગીનું દુ:ખ.
ઉજમાળો=આનંદનો.
વારસ=હકદાર.
યથાવિધિ=રીત પ્રમાણે.
કોટી કરતો=ડોકે વળગવું તે.
મસલત=સંકેત, વાતચીત.
તદબીર=યુક્તિ.

### પાઠ ૨૩ મો

કૃતિ=(कृ+ति) કરવા યોગ્ય, કામ.
રૂપાંતર=(रूप+अंतर) રૂપમાં ફેરફાર. (स. तत्पु)
ભંડોળ=મુડી.
કુશળતા=હોશિયારી.
યોજના=હીકમત.
હથોટીવાળા=અનુભવી.
નારાજ=(ना+राज्+अ) નાખુશ.

### પાઠ ૨૫ મો

અંકુર=અંશ.
પ્રબળ=બળવાન.
સંયોગ=(सम्+युज्+अ) મેળાપ, જોડાવું.
પ્રૌઢ=મોટી.

જાદે=વધારે.
વિઘ્ન=(वि+हन्+अ) અડચણ.
આડ=અડચણ.
મહા પ્રયાસ=(महा+प्रयास) ઘણી મહેનતે.
સતત=કાયમ, ચાલુ.
પરીક્ષા=(परि+ईक्ष्+आ) તપાસ.
પરીપૂર્ણ=(परि+पूर्ण) પુરેપુરી.
ઝાંઝવાનું જળ=ખોટું જળ. મૃગજળ.
અગાધ=ઘણી.
પર્યંત=સુધી.
પ્રશંસા=(प्र+शंस्+आ) વખાણ.
પ્રાપ્ત=(प्र+आप्+त) મેળવેલું.
ફતેહમંદ=(फतेह+मंद) ફતેહવાળો.

### પાઠ ૨૬ મો.

ખંડેરો=પડી ગએલી મહેલાતો.
નિરીક્ષા=(निस्+ईक्ष्+आ) બારીક તપાસ.
અધ્યયન=(अधि+अय्+अन)અભ્યાસ
લેખનપદ્ધતિ=લખવાની રીત.
લહીઓ=સારા અક્ષર લખનારો.
જાથુનાં=કાયમનાં.
સૈનિક=(सेना+ईक) લડવૈયા.
સફર=મુસાફરી.
સર્વોપરી=(सर्व+उपरी) શ્રેષ્ઠ, વધારે સત્તાવાળુ.
લિપિ=અક્ષર.
આરાધના=(आ+राध्+अन+आ)પૂજા
ધીટપણું=હિંમત, ધીરજ.

### પાઠ ૨૭ મો.

વાયુપુત્ર=હનુમાન.
બળનિધાન=(बळ+निधान) જોરાવર.
બેલી=મદદરૂપ.
રક્ષક=(रक्ष्+अक) રક્ષણ કરનાર.
ઉપનામ=(उप+नाम) બીજું નામ.
દીનભાવે=ગરીબાઇથી.
પ્રાર્થના=(प्र+अर्थ्+अन+आ)માગણી
કરગરૂં છું=કાલાવાલા કરૂં છું.
મંત્રેશ્વર=(मंत्र+ईश्वर) મુખ્ય પ્રધાન.
નિરધાર=(निस्+धृ+अ) નિશ્ચય.
અનિત્ય=(अ+नित्य) નાશવંત.
કળાહીન=કળા વગરનો, અમાસનો દિવસ.
પ્રલય=(प्र+ली+अ) નાશ.
પામર=ગરીબ.

દેવાલય=(देव+आलय) દેવનું ઠેકાણું. (छ. तत्पु)
યાવત્ચંદ્ર દિવાકરૌ=(यावत्+चंद्र+दिवाकरौ) જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય તપે ત્યાં સુધી ચંદ્ર દિવાકરૌ. (द्वंद. स.)
દૈવ=ઇશ્વર, ભાગ્ય, વિધાતા.
કારમું=ભયાનક
શૂન્યમાં મળ્યાં હશે=નાશ પામ્યાં હશે
નિર્મૂળ=(निर्+मूळ) મૂળ વિનાનો.
વતની=રહેવાશી.
મૂર્તિકાર=(मूर्ति+कार) મૂર્તિનો બનાવનાર સલાટ.
કાળ જેને અનુકુળ છે એવા હે
શત્રુ=રાજ્ય જીતી લેનાર શત્રુ.
પૃથ્વીપતિ=રાજા.
ક્ષત્રિવીર્ય=ક્ષત્રિયનું તેજ.
દહીંમાંથી ઉત્પન્ન થાય છે તેમ= દહીં ખાટું છે, પણ ઘી ઉત્તમ છે.
શાસ્ત્રાભ્યાસ=(शास्त्र+अभ्यास) શાસ્ત્રનું ભણવું તે.
ગણિકાગૃહ=વેશ્યાનું ઘર.
સંપત્તિ=લક્ષ્મી.
યુવા ઋતુ=યુવાવસ્થા, જુવાની.
ઋણ=દેવું.
કૃપાનિધાન=(कृपा+निधान) કૃપાના ભંડાર.
વિજયયાત્રા=સર્વત્ર જય મેળવવો તે.
વિક્રમ=(वि+क्रम्+अ) વિશેષ પગલાં ભરનાર, બધાને જીતનાર રાજા.
વિખ્યાત=(वि+ख्या+त) જાણીતા.
દેશવટો=દેશની બહાર કહાડવું તે.
સુભટ=(सु+भट) મોટા લડવૈયા.
પ્રસન્ન=(प्र+सद्+न) ખુશી.

[૧] ચતુર માણસ અને આરસ પહાણ ભાર પ્રમાણે તોળીને વેચાતો નથી, એ બન્ને તો જેમ જેમ દૂર દેશાવર જાય, તેમ તેમ વધારે વધારે મૂલ પામે છે; મતલબ તેની કિંમત વધે છે.

[૨] અતિશે ભણવું, પંડિતની પ્રીતિ, દેશાટન, રાજસભા, અને ગણિકાનું ઘર એ પાંચે ચતુરાઇનાં ઠેકાણાં છે.

[૩] જો જુવાનીમાં હોંશથી પરદેશ વેઠીને પૈસો મેળવ્યો નહિ તો તે મૂર્ખ માણસની જુવાનીને ધિક્કાર છે અને તેની નકામી ગએલી જુવાની ફરીથી આવતી નથી.

[૪] જો માણસ ઉમરો ઝાલીને પોતાના જ વતનમાં પડ્યો રહે, તો વસ્ત્ર ફાટે, દેવું વધે, અને કદિ પણ કીર્તિને પામે નહિ. એ ત્રણ અલાભને મેળવે છે.

### પાઠ ૨૯ મો.

પવિત્ર=(पू+त्र) ધર્માત્મા.
વિધવા=(वि+धव+आ) જેનો ધણી મરી ગયો હોય તે.
બાકી રાખી નહિ=ઘણી મહેનતકરી.
રાજ્યાસન=(राज्य+आसन) રાજ્ય ગાદી.
સેના અધિપતિ=(सेना+अधिपति) સેનાનો ઉપરી. [છ. તત્પુ]
ઉણી=ઓછી.
ઉછાંછળો=હલકા મનનો, ઉતાવળો.
રાજતંત્ર=(राज+तन्+त्र) રાજ્ય ચલાવવું તે.
વ્યાપી=(वि+आप) ફેલાઇ.
લગામ=સત્તા.
એકનિષ્ઠા=શુદ્ધ ભક્તિભાવ, મન ચોંટાડીને.
રાજકીય=રાજ્યને લગતી.
મહેસુલ=વિઘોટી.
કર્તવ્ય=(कृ+तव्य) કરવા યોગ્ય કામ
કારકીર્દી=અમલ, હકુમત.
નિષ્ફળ=(निस्+फळ) નકામી.
રમણીય=(रम्+अनीय) સુંદર.

### પાઠ ૩૦ મો.

હરામખોર=(हराम+खोर) મફતનું ખાનાર.
કંગાળ=ગરીબ.
સંરક્ષણ=(सम्+रक्षण) સારૂં રક્ષણ.
જાનમાલ=જીવ અને માલ મિલ્કત.
ગુનેગાર=(गुने+गार) ગુનોહ કરનાર.
ન્યાયાધીશ= (न्याय+अधि+ईश). ન્યાય આપનાર.
અદાલતો=કોર્ટો.
અપરાધી=(अप+राध्+ई)ગુનોકરનાર.

તુરંગ=જેલ.
નેસ્રી=પરચુરણ વેપાર કરનાર.
બો=ભય, બીક.
મ્યુનિસિપાલિટિ=લોક તરફનું વહીવટ કરનારૂં એક મંડળ.
સલામતી=બચાવ.
હિસ્સો=ભાગ.

## પાઠ ૩૧ મો.

વ્યક્તિ=એકજ માણસ.
માદક=કેફી. (मद+अक)
સેવક=(सेव+अक) સેવા કરનાર.
આત્મસંયમ=(आत्म+सम्+यम्+अ) મન પરનો કાબુ.
પૌષ્ટિક=પુષ્ટિ આપનાર.
આવશ્યક=અવશ્યની, જરૂરની.
અવનતિ=પડતી.
બેદરકાર=(बे+दरकार) દરકાર વિનાની.
વિટંબણા=દુઃખ.
ભયંકર=ભયને કરનાર. (દ્વી. તત્પુ)
છાકટા=છકી ગએલા.
અકસ્માત=(अ+कस्मात्) જે બનાવની ખબર ન પડે તેવા બનાવ.
અભિલાષા=ઇચ્છા, તૃષ્ણા.
કેદખાનાં=(कैद+खाना) કેદ કરવાનાં ઠેકાણાં જેલ.
પોષણ=(पुष्+अन) ખોરાકી પોષાકી પુરી પાડવી તે.
સામર્થ્ય=(समर्थ+य) બળ.
નાબુદ=નાશ.
બક્ષેલાં આપેલાં.

## પાઠ ૩૨ મો.

આદિ=પ્રથમ.
પિતામહ=બાપના બાપ.
મુત્સદ્દી=કારકુન.
ચરિત્ર=હકીકત.
લગ્ન=(लग्+न) જોડાવુ.
લાન=ધુન.
આવેશ=જુસ્સો, ગુસ્સો.
સહવાસ=(सह+वस्+अ) સાથે રહેવું તે, મેળાપ
વિસ્તાર=(वि+स्तृ+अ) ફેલાવો,
અખાડો=સાધુ સંતોને પડી રહેવાની જગા.
સીમંત=અધરણી.

ક્રિયાપાણી=દહાડાપાણી, નાત જમાડવી તે.
ચિત્તવેધક=મનને વિંધી નાખે એવા.
અવતાર=(अव+तृ+अ) ઉતરવું તે, જન્મ લેવો તે.
અખિલ=આખું.

### પાઠ ૩૪ મો.

વિગ્રહો=(वि+ग्रह्+अ) ઝઘડા.
સ્વસ્થતા=શાંતિ.
શાંતે પડ્યો=શાંતિ ફેલાઇ.
પરાજય=(परा+जि+अ) હાર.
ધુળધાણી કરી નાખ્યો=નાશ કર્યો.
વક્તૃત્વ=(वच्+तृ+त्व) બોલવાની ચાતુરી.
તત્વવેત્તા=(तत्व+विद्+ता) તત્વને જાણનારા.
પ્રજાસત્તાક=પ્રજાની મરજી પ્રમાણે ચાલનારૂં.
માજીસ્ટ્રેટો=ન્યાયાધિશો.
ખાસ પ્રકારની=જુદી જાતની.

### પાઠ ૩૫ મો.

વદન=(वद्+अन) મોઢું.
સમભાવના=સરખી લાગણી.
અન્યોન્યાશ્રય=(अन्यत्+अन्य+आश्रय) એક બીજાને મદદ આપવી તે.
વસુધા=(वसु+धा) પૃથ્વી, ધનને ધારણ કરનાર.
ખલેલ=હરકત.
તત્પર=તૈયાર.
શાણપણ=ડહાપણ.
સદ્ગુણ=(सत्+गुण) સારો ગુણ.

### પાઠ ૩૭ મો.

આધ્યાત્મિક=(अध्यात्म+इक) આત્મા સંબંધી વિદ્યા.
પ્રાકૃતિક=(प्रकृति+अक) સ્વાભાવિક, કુદરતી.
આકર્ષાયું=(आ+कृष्) ખેંચાયું.
ઐહિક=(इह+इक) આ દુનિયાનું.
અર્વાચીન=હાલનું.
બલિહારી=ખુબી.
કલ્પના=અટકળ.
સાહિત્ય=સાધન.
ડ્રાઇવર=હાંકનાર.
ગાર્ડ=ચોકીદાર.
શોધક=શોધ કરનાર.

ચોજના=(युज्+अन+आ) ગોઠવણ.
પ્રસરે છે=(प्र+सृ) ફેલાય છે.
સૂક્ષ્મ=ન દેખી શકાય તેવી.
સાંકેતિક=(संकेत+इक) સંકેતવાળાં.
સ્વરસંવાહક=(स्वर+सम्+वह्+अक) સ્વર લઇ જનાર.
સંભાષણ=(सम्+भाष्+अन)વાતચીત.
સ્વરધારણ=(स्वर+धृ+अन) સ્વર ધારણ કરનાર.
સૂરત=ચહેરો.
ઘડણ=ઢબ.
ચેષ્ટા=હાવભાવ.
ધ્વનિ=અવાજ.

### પાઠ ૩૮ મો.

સરસ્વતીમંદિર=વિદ્યાલય. (ષ. તત્પુ)
જિજ્ઞાસુ=જાણવાની ઇચ્છાવાળા.
ધનાઢ્ય=પૈસાદાર.
મેદની=ટોળું, ઠઠ.
શિલ્પી=કોતરકામ કરનાર.
રસિક=રસલેનારા, આનંદી.
વીરરસ=શૂરાતન ચડે એવાં રસ-વાળાં.
પરિચય=(परि+चि+अय) ઓળખાણ.
શૈલી=પદ્ધતિ.
ઉત્કંઠા=(उत्+कण्ठ्+आ) આતુરતા.
વાદવિવાદ=ચર્ચા.
વિરોધ=જુદાપણું.
પ્રતિપાદન કરવા=સ્થાપવા.
અપ્રિય=અળખામણો.
પ્રેરણા=ઇચ્છા.
ઉલ્લંઘન=(उत्+लंघ्+अन) ઓળંગવું
વિલંબ=ઢીલ.
હાસ્ય=હસવાપણું હાંસી.

### પાઠ ૩૯ મો.

તનશક્તિ=શારીરિક બળ.
મનશક્તિ=મનોબળ.
સુલભ=સહેલી.
તરંગી=અચોકસ.
ખુશામદ=ખોટાં વખાણ.
મોળાં=નબળાં.
ઉપલકીઉ=ઉપર ચોટીઉં.
પ્રારબ્ધ=(प्र+आ+रभ्+ध) નસીબ.
સંધી=સમય.
કહેણી તેવી રહેણી=બોલવું તેવું કરવું તે.
સંગતિ=(सम्+गम्+ति) સોબત.

નામ કરવાની=કીર્તિ મેળવવાની.
મામ=નાણાં.
સાહસિક=સાહસવાળાં.
ધીર=ધીરજવાળા.
ઉત્કર્ષ=(उत्+कृष्+अ) આબાદી.
સંકલ્પ=(सम+कल्प्+अ) વિચાર.

## પાઠ ૪૧ મો.

તાજ=ઘુમટ.
રોનકદાર=શોભાવાળી.
નકશી=કારીગરી.
દોષરહિત=કાંઇ પણ ખામી વગરનું.
અવર્ણનીય=(अ+वर्ण्+अनीय) જેના વખાણ કરવાને શબ્દો જડે નહિ એવું, અનુપમ.
સંગેમરમર=આરસ.
તખ્ત=માળ.
સૌંદર્ય=(सुंदर+अ) સુંદરતા.
અત્યુત્તમ=(अति+उत्तम) ઘણું જ સરસ.
વિસ્મય=[वि+स्मि+अ] આશ્ચર્ય, નવાઇ
રત્નજડિત=રત્નથી જડેલી.(પં.તત્પુ.)
જોમ=બળ.
રોશની=દેખાવ.
ચાંદની=અજવાળી રાત્રિ.
સર્વત્ર=(सर्वत्र) સઘળે ઠેકાણે.
તલ્લીન=(तत्+लीन) ગરકાવ.
પ્રતિક્ષણે=દરેક પળે.
રમણિયતા=સુંદરતા.
હિમમય=બરફથી ભરેલો.
અવર્ણ્ય=(अ+वर्ण्+य) વર્ણવ્યો ન શકાય તેવો.
સ્મરણ=(स्मृ+अन) યાદ, સંભારવું તે.
મુક્તા=મોતી.
પાણી પાણી કરી નાખે છે=પીગાળી દે છે.
દ્વાર પ્રદેશ=દરવાજો.
પ્રાસાદ=મહેલ.

## પાઠ ૪૨ મો.

ગુમાસ્તાગીરી=નોકરી, ગુમાસ્તાપણું.
સંગ્રહ=(सम्+ग्रह्+अ) એકઠું કરવું તે.
બહોળેહાથે=છૂટથી
કરકસર=સંભાળથી જોઇતું ખર્ચ કરવું તે.
ઉંચા મૂકવા=બચાવવા, જુદા રાખવા.
જારી=ચાલુ.

થાપણુ=મિલ્કત, મૂડી.
પેઢી=દુકાન.
સેવિંગ્સબેંક=બચાવેલું મૂકવાની પેઢી.
સહીસલામત=કાંઇપણ જોખમ લાગ્યા વગર.

### પાઠ ૪૩ મો.

સંગીત=(सम्+गी+त) ગાયન.
મનરંજન=(मन+रंज्+अन) મનને ખુશ કરવું તે.
મજલ=ગાઉ.
આફત=હરકત.
પાસેંજર=ઉતારૂ, ગાડીમાં બેસનાર.
વિધિ=રીતભાત.
વાગ્બાણુ=વચનરૂપી પ્રહાર; આકરાં વચન.
ગાડીવાન=ગાડી હાંકનાર.
ગાંધીઆટું=ગંધિઆણું.
ઉદ્ગાર=બોલાચાલી.
જીજ્ઞાસા=જાણવાની ઇચ્છા.
આનાકાની=જવાબ દેવામાં ખેંચાવું તે.
અખત્યાર=અધિકાર.
શીરસ્તેદાર=મુખ્ય કારકુન.

### પાઠ ૪૫ મો.

અતિવૃષ્ટિ=(अति+वृष्+ति) પુષ્કળ વરસાદ.
અનાવૃષ્ટિ=(अन्+आ+वृष+ति) બીલકુલ વરસાદ ન વરસે તે.
શુક=પોપટ, સુડા.
અનિષ્ટ=[अन्+इष्+त) ખરાબ, ન ઇચ્છવા જેવાં.
વેરાન=ઉજજડ.
ભરચક=ઘણોજ.
હૃદયવેધક=મનને દુઃખ કરનારાં, હૃદયને વિંધનારાં.
પુષ્ટિ=પોષણ, મજબુતી.
અણીને વખતે=જરૂરના વખતે.
ઉઘરાણાં=ફંડ, ફાળો.
સાહિત્યો=સાધનો.
તગાવી=ખેડુતોને ખેતીના સાધનો માટે સરકાર તરફથી આપવામાં આવતી રકમ.
મરવા તજી દીધાની=છોડીને ચાલ્યા ગએલા અને પાછળ મરી ગએલાની.

## પાઠ ૪૬ મો.

કુશળતા=કુશળપણું, હુશિયારી.
અવલોકન=(अव+लुक्+अन) બારીક તપાસ.
પ્રયોગ=અખતરા. (प्र+युज्+अ)
દીર્ઘદૃષ્ટિ=લાંબી નજર,
અગમચેતી=અગાઉથી ચેતીને, વિચારપૂર્વક.
ટેવાવાથી=ટેવપડવાથી.
જમાવ્યાં=આબાદ કર્યાં.

## પાઠ ૪૭ મો.

દ્વીપકલ્પ=ત્રણ બાજુ પાણી અને એક બાજુએ જમીનવાળો ભાગ.
પ્રસરેલો=ફેલાએલો.
દુર્બળ=(दुस्+बल) નિર્બળ, કંગાળ.
કોન્સલ=કાઉન્સીલનાં માણસો.
કોશીશ=મહેનત.
પ્રાબલ્ય=જોર. (प्रबल+य)
જામદારખાનું=તિજોરી.
નૌકાસૈન્ય=દરીઆઈ લશ્કર.
કાણુ=લાભ.
ચર્ચા=વિવાદ.
ઉગ્ર=આકરા સ્વભાવના.
કવાયતી=કેળવાએલા.
હરીફ=સ્પર્ધિત.
જમીનદોસ્ત=નાશ.
દુર્વ્યસનો=ખરાબ લક્ષણો. (दुस्+व्यसन)
વાસ્તવિક=(वस्तु+इक) ખરેખરો.
કાવતરાથી=દગાથી.
પાટનગર=રાજધાનીનું શહેર.
સ્મૃતિકારો=(स्मृति+कार) કાયદા ઘડનારા.
સાંપ્રત=ચાલતો.
અનુકરણ=(अनु+कृ+अन) તે પ્રમાણે કરવું તે.

## પાઠ ૪૯ મો.

ઘાતકી=નિર્દય.
કોકરવાયું=સહેજ ગરમ.
નીરોગી=તંદુરસ્ત.
પરદુઃખભંજન=(पर+दुःख+भंज्+अन) પારકાનું દુઃખ ભાંગનાર,
પરાયણ=(परा+इ+अन) જોડાવું તે.
નિર્ગમન કરવાનો=(निस्+गम्+अन) ગાળવાનો.
ચાવજત=સેવા.

મુલ્કી=પ્રજાને માટેનું.
તાલીમ=કેળવણી.
ચકચુર=સંપૂર્ણ.
રણક્ષેત્ર=લડાઈનું મેદાન.
સારવાર=સેવા, ચાકરી.
ભગીરથ=મહાન.
વિરામ=વિસામો.
દુર્દશા=ખરાબ હાલત.
ઉન્નતિ=ચડતી.
વૈભવવાળી=મોજશોખવાળી.
અનુકુળતા=સગવડ.
પરમાર્થ=પરોપકાર.

**પાઠ ૫૦ મો.**

ઉપરાજ્યો=નાનાં રાજ્યો.
કારકીર્દી=હકુમત.
નિર્મૂળ થયા=નાશ પામ્યા.
સહસ્રો=હજારો.
પરોક્ષ=આડકતરી રીતે; બીજાના જાણવામાં ન આવે તેમ.
ત્રાહે ત્રાહે પોકરાવતા=બહુ જ દુઃખ આપતા.
ત્રાસદાયક=(त्रास+दायक) ત્રાસ આપનારા.
નિમિત્તે=કારણે.
કમકમાટ=ત્રાસ.
માતબર=મોટા.
અનેક (अन्+एक)=ઘણા.
તક સાધી=લાગ જોઈ.
પ્રશંસા (प्र+शंस्+आ)=વખાણ.
નિરાધાર=આધાર વિનાનાં, નિરાશ્રિત
આરાધના=(आ+राध+अन+आ) પૂજા.
ધર્માંધ=(धर्म+अंध) ધર્મમાં આંધળાં.

**પાઠ ૫૨ મો.**

નૌકાબળ=દરીઆઈ લશ્કરનું બળ.
મનવારો=લડાઈ માટે બાંધેલી આગબોટો.
આકાશયાન=(आकाश+या+अन) આકાશમાં ચાલતી.
નૌકાનાશક=વહાણનો નાશ કરનાર.
ખુશકી=જમીન માર્ગે.
તરી=દરીઆઈ માર્ગે.
અસ્ત્ર=હથિયાર.
હેરત=નવાઈ.
પ્રકાશિત=(प्र+काश्+इत) ચળકતી.
શસ્ત્રક્રિયાથી=શસ્ત્ર વાપરીને.

## પાઠ ૫૪ મો.

પરિપૂર્ણ=પૂરેપૂરો, આખો.
ખનિજ=(खन्+खोदवुं+जन्नोज) ખાણમાંથી ઉત્પન્ન થએલ.
સ્વચ્છતા=ચોકખાઇ.
સાહસિક=હિંમતથી સાહસ કરનાર.
મુસારો=પગાર.
સ્પર્ધા=હરિફાઈ
પ્રયાસ=મહેનત.
ઉદ્યોગ=(उत्+युज्+अ) ધંધો.

## પાઠ ૫૬ મો.

હિંદુસ્તાન=(हिंदु+स्तान) હિંદુઓનું રહેઠાણ.
અનાર્ય=(अन्+आर्य) આર્ય નહિ તે.
સત્વર=(स+त्वर) એકદમ.
ફળદ્રુપ=ફળ આપે એવો રસાળ.
એકત્ર=એકઠી.
ઓલાદ=જાત.
નિર્વાહ=(निर्+वह्+अ) ભરણપોષણ.
ઉજળા=પવિત્ર
નિમકહલાલ=હક કરીને ખાનાર, બરાબર કામ કરીને ખાનાર.

## પાઠ ૫૭ મો.

સ્મૃતિ=(स्मृ+ति) સાંભળેલું, સાંભળેલા પરથી બનેલાં શાસ્ત્રો.
મોદી=સીધું વેચનાર.
અધ્યાપન=(अधि+आप्+अन) ભણાવવું.
યજન કરવું=પૂજવું.
દિગ્વિજય=[दिक्+विजय] ચોતરફ જય મેળવવો તે.
સંજ્ઞા=ઓળખાણ.
અપંગ=[अप+अंग] અંગવિનાનો.
નક્ષત્રી=[न+क्षत्री] ક્ષત્રિય વિનાની.
શૌર્ય=(शूर+अ) શૂરાતન.
મિથ્યાભિમાની=ખોટા અભિમાની.
આસ્તિકપણું=ઇશ્વરને માનવું તે.
સીલ=સદાચરણ.
અહિંસા=(अ+हिंस्+आ) હિંસા ન કરવી તે.

## પાઠ ૫૮ મો.

બ્રહ્મચર્યાશ્રમ=[ब्रह्मचर्य+आश्रम] મનુષ્યની જીંદગીનો પ્રથમ આશ્રમ.
સ્વાધીન=[स्व+आधीन] તાબે.

ભવિષ્યની=હવે પછીની, આવતી.
ઉદ્વેગ=દુઃખ.
કઠોર=આકરૂં.
આચરણ=[आ+चर्+अन] રીતભાત.
સમાપ્તિ=છેડો, હદ.
ઉત્કૃષ્ટ=શ્રેષ્ઠ, સર્વોત્તમ.
તોછડાઇ=અવિવેક.
અતિથિ=મેમાન.
યથાશક્તિ=શક્તિમુજબ.
પળીઆં=ધોળા વાળ.
વલ્કલ=ઝાડની છાલો.
નિગ્રહ=(नि+ग्रह्+अ) નિયમમાં રાખવું તે.
શિખા=ચોટલી.

## પાઠ ૫૯ મો.

પ્રવર્ત્તકો=[प्र+वृत्+अक] ચલાવનારા.
વેદોક્ત[=वेद+वच्+त] વેદમાં કહ્યા પ્રમાણે.
લોપ=નાશ.
પુત્ર સંતતિ=પુત્ર પ્રાપ્તિ.
બુદ્ધ=[बुध्+त] જાગેલો, આત્મજ્ઞાન પામેલો.
સુખચેનમાં=આનંદ વિલાસમાં.
પ્રેત=શબ.
ક્ષણભંગુર=નાશવંત.
સંપાદન કર્યું=પ્રાપ્ત કર્યું.
દેહકષ્ટ=કાયાને દમવી તે.
નિર્વાણ=શાંતિ, મુક્તિ, મોક્ષ.
નમસ્કાર=(नमस्+कृ+अ) પગે લાગવું તે.
ગાડરીઓ પ્રવાહ=ઘેટાની મા એક બીજાની પાછળ ચાલવું
ધર્માચાર્યો=ધર્મ ગુરૂઓ.
પ્રસાર=(प्र+सृ+अ) ફેલાવો.
પ્રવર્તાવવામાં=ફેલાવવામાં.
ભિક્ષુ=સાધુ.
પરિષદ=(परि+सद्+अ) સભા
ભાષ્ય=(भाष्+य) ટીકા, કહેવા યે
પંચશીળ=સદાચારના પાંચ નિ
માદક=કેફી.

## પાઠ ૬૦ મો.

જૈન=(जिन+अ) જિનને માનના
આદિ=પ્રથમના.
ચરિત્ર=વૃત્તાંત.
ધર્મોપદેશક=ધર્મનો ઉપદેશ કર
વિનીત=(वि+नी+त) વિનયી, નિ મમાં રહેનારા.

પાયદળ=પગથી ચાલનાર લશ્કર.
ચતુરંગ (चतुस्+अंग) ચાર પ્રકારની·
ભયભીત=(भय+भीत) બીકથી બીધેલા
ભુખાળવું=ઘણું ખાઈ જાય તેવું.
કુંભસ્થળ=હાથીના માથાનો ઉપલો ભાગ.
ધનુર્વિદ્યા=બાણ મારવાની વિદ્યા.
વિલાસ=(वि+लस्+अ) આનંદ.
વિષય=ઇંદ્રિયોના વિકાર.
કારાગૃહ=તુરંગ, જેલ.
વિષયવાસના=વિષયની ઇચ્છાઓ.
જાગૃત=સતેજ.
વૈરાગ્ય=(विराग+य) સંસારની મોજ મજા પરથી મન ઉઠી જવું તે.
યતિ=(यम्+ति) નિયમમાં રહેલા; સાધુ.
જડ=મુર્ખા.
સ્થાવર=સ્થીર રહેનારા.
જંગમ=એક સ્થાનેથી બીજે સ્થાને લઇ જઇ શકાય તેવા.
પ્રમાદ=આળસ..
સુનૃત=સત્ય.
નિર્વાણ=મોક્ષ.

## પાઠ ૬૧ મો.

શિલાલેખો=પથ્થર પર કોતરી કાઢેલા લેખો.
વિસ્તાર્યું=(वि+स्तृ) ફેલાવ્યું.
ભેખ લીધો=સંસારનો ત્યાગ કરી સાધુ થયો.
જડીઆ=જડતરનું કામ કરનારા.
ચક્રવર્તી=જેની આણ ઘણાં નાનાં મોટાં રાજ્યો પર ફરતી હોય તેવું રાજ્ય.
યુનાની=ગ્રીસ દેશનો.
એલચી=વકીલ.
સતીત્વ=સતીપણું.
દુરાચારી=(दुस्+आचारी) ખરાબ આચરણવાળો.
સૂર્ય અસ્ત થઇ ગયો=નાશ થયો.

## પાઠ ૬૨ મો.

તત્વવેત્તા=તત્વને જાણનાર.
કડક=આકરો.
કુચ કરી=લડવા ચાલ્યો.
ઉપલાણો=ઉપલો ભાગ.
હયદળ=ઘોડા સ્વાર.
કોતર=ગુફા, ખાડો.

કતલ થઇ ગયા=નાશ થયો.
ભોકાવ્યું=લડવા આવ્યો.
ઝીક નહિ ઝિલાય=લડવામાં નહિ
ફાવીએ.
દારૂણ યુદ્ધ=ભયંકર લડાઇ.
રણક્ષેત્ર=લડાઇનું મેદાન.
કમનસીબે=દુર્ભાગ્યે.
હલ્લા=હુમલા.
કાને આવવા લાગી=સાંભળી.
વશ રાખવો=કબજામાં રાખવો.

પાઠ ૬૩ મો.

ઉપમા=એક વસ્તુને બીજી સાથે
સરખાવવી તે, મુકાબલો.
ભક થઇ ગયો=આશ્ચર્ય પામ્યો.
કલ્પિત=કલ્પેલી, જોડી કાઢેલી.
વાચક=(वच्+अक) વાંચનાર.
અપૂર્વ=પહેલાં ન આવેલો એવો.
વિલાપ=(वि+लप्+अ)રડવું તે, આક્રંદ
બંદીઓ=ભાટ, ચારણ.
યશોગીત=કીર્તિનાં ગાન ગાવાં તે.
સરી=સરતી, આવતી.
કુબેર=દેવતાઓનો ભંડારી.
યક્ષ=એ જાતનો દેવતા.
આબેહુબ=અસલ જેવું જ.
માલવિકાગ્નિ મિત્ર=[मालविका+अ-
ग्निमित्र]
અંતઃપુર=રાણીઓને રહેવાના
મહેલ.
નૃત્યકળા=નાચવાની કળા.
વસ્તુ.સંકલના=નાટકની વાતોની
યોજના.
યવનો=મ્લેચ્છ લોકો.
માછી=ખારવો, વહાણહાંકનાર.
સર્વદમન=(सर्व+दम्+अन) સઘળાને
દબાવે તેવો.
ફોકટ=નકામાં.

પાઠ ૬૪ મો.

વિહાર=(वि+हृ+अ)મઠ, બૌદ્ધ સાધુ-
ઓને રહેવાની જગા.
સુના=વસ્તી વિનાનાં; ઉજ્જડ.
ઓચ્છવ=ઉત્સવ, તહેવાર.
વર્તાવી=ફેલાવી.
ખવાસ=સ્વભાવ.
ચિતાર=વર્ણન.
સંગમ=(सम्+गम्+अ)સાથે મળવું તે
નિભાવ=ટકાવ, ભરણ પોષણ.

મગરૂર=અભિમાની.
વહાર=મદદ.
પંકાતું=વખણાતું.
ફળદુપતા=રસાળપણું.
હાકેમ=હુકમત ચલાવનાર, સુબો.
જાગીર=જમીન.

## પાઠ ૬૫ મો.

પ્રસાર=(प्र+सृ+अ) ફેલાવો.
ઉદય=(उत्+अय्+अ) બહાર આવવું તે, ચડતી.
વૈદિક=(वेद+इक) વેદ ધર્મ.
અગ્નિદ્વારા=અગ્નિમાં નાખીને.
આહુતિ=(आ+हु+ति) હોમ કરવો તે.
અર્પણ=(अर्प्+अन) આપવું તે.
યજ્ઞ=(यज्+न) પૂજવું તે.
પ્રાણહત્યા=પ્રાણીનો ઘાત કરવો તે.
સહન થઈ શકી નહિ=સાંખી શકયો નહિ.
ફાંટો=શાખા.
ઘમઘોકાર=જોસબંધ.
ખેદ=(खिद्+अ) દુ:ખ.
લોપ=નાશ.
વીર=યોદ્ધા.
જાહોજલાલી=આબાદી.
વાદવિવાદ=જ્ઞાન ચર્ચા.
બસ=બરાબર.
ઉપદેશકો=(उप्+दिश्+अक) ઉપદેશ કરનારા.
સબળ=જોરાવર.
રૂદ્ર=શિવ.
મહેશ=(महा+ईश) મોટા દેવ.
પ્રલય=(प्र+लि+अ) નાશ.
સંહાર=(सम्+हृ+अ) નાશ.
સ્તોત્રો=(स्तु+इत्र) સ્તુતિનાં મંત્રો.
મધ્યસ્થ=(मध्य+स्था+अ) કોઇનો પક્ષ ન લેતાં સ્વતંત્રપણે પોતાનો મત આપનાર.
મત=પોતે ફેલાવેલો ધર્મ.
ઉપનિષદ=એ નામનાં વેદના એક ભાગનાં પુસ્તકો.
સમાધિપામ્યા=મરણ પામ્યા, ઉત્તમ રીતે મરવું તે.

## પાઠ ૬૬ મો.

દૈનિક=(दिन+इक) દિવસની.
વાર્ષિક=(वर्ष+इक) વરસની.
સમાંતર=(सम+अंतर) સરખું અંતર.
વિવેચન=(वि+वच्+अन)વર્ણન, બ્યાન.

વિષુવવૃત્ત=(विषुव+वृत्+त) મધ્ય-
માં વળેલું.
સત્તા=નિશાનિઓ.
તીરકસપણું=ત્રાસ
આકરાં=તીખાં, તાપ લાગે એવાં.
ઓળો=પડછાયો.
આંસ=ધરી.
ભાસે છે=દેખાય છે.
પર્યંત=સુધી.
સમુળગો=મુદલ.
હવામાન=હવાનું પ્રમાણ.
સમશીતોષ્ણ=(सम+शीत+उष्ण) જ્યાં
ટાઢ, તાપ સરખાં પડે છે તે.
કટિબંધ=ભાગ.

## પાઠ ૬૭ મો.

સમોષ્ણતા=(सम+उष्णता) સરખી
ગરમી.
કલ્પ્યા=ગણત્રી કરી.
ઉષ્ણતામાન=ગરમીનું પ્રમાણ.
ઉષ્ણતામાપક=ગરમી માપનારૂં.
અરસામાં=વખતમાં.
સમીપ=પાસે.
સમઘાત=(सम+घा+त) મધ્યમસર.
અસમાન=(अ+समान) સરખી નહિતે.
પ્રવાસી=(प्र+वस्+ई) મુસાફરી કરનાર.

## પાઠ ૬૮ મો.

શિરોબિંદુ=ટોચનો ભાગ.
ગૂઢ=ગાઢો, નિકટ.
સભર=ભરતી.
નિખાર=ઓટ.
અહોનિશ=રાત દહાડો.
ચાંદ્રમાસ=ચંદ્ર પરથી ગણાએલ
મહિનો.
આકર્ષણ બળ=ખેંચવાની શક્તિ.
(आ+कृष्+अन)
ખગોળવેત્તા=[ख+गोळ+विद्+त्ता]
આકાશી પદાર્થોનું જ્ઞાન ધરાવનારા.
ગુરૂત્વાકર્ષણ=ભારે પદાર્થને પોતાની
તરફ ખેંચનારૂં બળ.
સન્મુખ=પાસે.
વિખુટા=જુદા, છૂટા.
શુકલપક્ષ=અજવાળીઉં.
કૃષ્ણપક્ષ=અંધારીઉં.
કક્ષા=પૃથ્વીને ફરવાનો માર્ગ.

## પાઠ ૬૯ મો.

આરાધના=(आ+राध्+अन+आ) પૂજા,
પ્રાર્થના.

સાંપ્રત=(सम्प्रति+अ) હમણાના.
તમોરૂપ=અંધકાર રૂપ (तमस् પરથી)
ગ્રાસ કરે છે=ભક્ષ કરે છે.
અપારદર્શક=જેમાંથી આરપાર ન
દેખાય તે.
કેંદ્ર=લંબગોળની અંદરના બે
બિંદુઓમાંનું એક.
કંકણાકાર=ચુડી જેવો ભાગ.

પાઠ ૭૦ મો.

જ્વાળામુખી=જેના મુખમાંથી
અગ્નિ ઝરે છે તેવો પર્વત.
ધરતી કંપ=પૃથ્વીનું કંપવું તે.
કડકડાટ=કડાકો, અવાજ.
જાન=(जा+अन) જીવ.
ઉત્પત્તિસ્થાન=(उत्पति+स्थान)
ઉત્પન્ન થવાનું ઠેકાણું.
પ્રચંડ=ઘણીજ ઉગ્ર, ઘણીજ ગરમ.
પોપડો=પડ.
વિનાશ=(वि+नश्+अ) નાશ, ઘણો
નાશ.

પાઠ ૭૧ મો.

ભૂગોળ જ્ઞાન=[भू+गोळ+ज्ञा+अन]
પૃથ્વીના ગોળા સંબંધીનું
જાણપણું.
ગુજારવી પડી છે=કાઢવી પડી છે.
રાજ્યતૃષ્ણા=રાજ્ય મેળવવાનો લોભ.
દ્રવ્યલોભ=પૈસા મેળવવાનો લોભ.
આકાંક્ષા=[आ+कांक्षा] ઇચ્છા.
સફરો=મુસાફરીઓ.
પ્રદક્ષિણા=ફરતો ફેરો મારવો તે.
વિસારે પડયો=ભૂલી જવામાં આવ્યો.
ખુશકી=પગ વાટે, જમીન રસ્તે.
રૂમી=રોમના રહેવાશી.
મથક=મુખ્ય જગ્યા.
બખેડા=કજીયા, ટંટા
ખોળ કરી નહિ=માહિતીમેળવી નહિ.

પાઠ ૭૨ મો.

પ્રવાસ=(प्र+वस्+अ) સફર, મુસાફરી.
ગોદી=વહાણ લંગર કરવાની જગા.
સંયોગીભૂમિ=[सम्+युज्+इ+भूमि]
ભૂમિને જોડનાર.
સોઇવાળું=સગવડવાળું.
સુરક્ષિત=(सु+रक्ष्+इत) રક્ષણવાળું.
લંગર કર્યું=આવી ઉભી.
મનુષ્યાહારી=મનુષ્યનો આહાર ક-
રનારા. (ષ. તત્પુ)
જળ પ્રવાસ=(जळ+प्रवास) દરી-
આઈ મુસાફરી (કર્મધારય)

વિસ્તીર્ણ=વિસ્તારવાળું.

## પાઠ ૭૩ મો.

પંકાતો=વખણાતો.
જોગવાઇ=સગવડ.
ઉદ્‌ભિજ્જ=(उद्+भिद्+ज) વનસ્પતિમાંથી પેદા થએલ.
કળા કૌશલ્ય=કળાની કુશળતા.
આયાત=(आ+या+त) આવેલો.
નિકાસ=ગએલો.
નિર્ધન=ગરીબ, ધન વિનાનો.
ધનાઢ્ય=પૈસાદાર.

## પાઠ ૭૪ મો.

વૈભવ=જાહોજલાલી.
અખંડ=વચ્ચે કોઇનું રાજ્ય ન હોય તે.
પ્રસરેલું=ફેલાએલું.
દુદુંભી=નોબત.
છળકપટ=દગો ફટકો.
અડસટ્ટા=શુમાર.
ઉન્નતિ=(उत्+नम्+ति) ચઢતી, આબાદી.
શ્રેષ્ઠતા=સર્વોત્તમપણું.
આતુરતા=હોંશ, ઇચ્છા.
નિષ્પક્ષપાતી=પક્ષપાત વિનાના, સર્વને સમાન હક આપનારા.

## પાઠ ૭૫ મો.

વેંગણ=રીંગણાં.
અરણ્યો=જંગલો.
છક થવું=આશ્ચર્ય પામવું.
અજબ તરેહનું=નવાઈ જેવું.
પાર્લમેંટ=રાજ્ય વહીવટ ચલાવનારી સભા.
રોગિષ્ઠ=રોગથી ભરેલી, નાદુરસ્ત.
અમલ=સત્તા.

## પાઠ ૭૬ મો.

ઝાંખો ભાસ=થોડી સમજણ.
બારીક રજકણો=ઝીણાં કણો.
અણુસમૂહો=ઝીણાં કણોનો જથ્થો.
અદૃશ્ય=(अ+दृश्+य) ન દેખાય તેવી.
પ્રતિરોધ=(प्रति+रोध्+अ) અટકાવ
વિકાર=ફેરફાર.
ગમન શક્તિ=ગતિને લીધે ઉત્પન્ન થતું બળ.
યાંત્રિક=(यंत्र+इक) યંત્રની.
બીના=હકીકત.

## પાઠ ૭૭ મો.

આરીક નિરીક્ષા=સંપૂર્ણ રીતે તપાસવું તે.
કારીગ=ઉપાય.
ચુંચું=લાકડાનો એક કકડો.
ટોટો=નુકશાન.
મૂળભૂત=પાયા રૂપ.

## પાઠ ૭૮ મો.

પ્રયોગ=(प्र+युज्+अ) અખતરો.
સહાયતા=મદદ.
ભેદ=વિંધ, કાણું.
આકૃતિ=(आ+कृ+ति) ચિત્ર.
લાંબુ ચુ=બંધ વઉ ચુ.

## પાઠ ૭૯ મો.

ચીપ=પટ્ટી.
ચોખી કાઢવું=શોધવું.
વલણ=સ્વાભાવિક ટેવ.
તારકશક્તિ=તરાવવાનો ગુણ.
ટેકવી રાખવું=ટકાવી રાખવું.
મનોરંજક=મનને આનંદ પમાડનાર.
અનંત=અમાપ.

## પાઠ ૮૦ મો.

કેશાકર્ષણ=(केश+आकर्षण) વાળ જેવી ઝીણી નળીથી ખેંચવું તે.
સાયંસંધ્યા=સાંજની સંધ્યા.
ઉપરણો=ખેસ.
છિદ્રાળુ=છિદ્રવાળા, કાણાંવાળા.
શિક્ષક=(शिक्ष्+अक) શીખવનાર, મહેતાજી.
વક્રરેખાકૃતિ=વાંકી લીટીની આકૃતિ.
અંતર્ગોળ=અંદરથી ગોળ.
બાહ્ય ગોળ=બહારથી ગોળ.
વસ્તુતઃ=ખરેખર.
કેશાકાર=વાળના આકારની.
મદ્યાર્ક=(मद्य+अर्क) દારૂનો કસ, સત્વ.

## પાઠ ૮૧ મો.

પ્રસરણ=ફેલાવું તે.
આંચ=તાપ.
સમાન=સરખી.
પ્રત્યેક=(प्रति+एक) દરેક
સિદ્ધાંત=નિયમ.
ફતેહ પામ્યા=ફાવ્યા.
અગ્નિ વિમાનો=અગ્નિથી ઉડતાં વિમાનો.

## પાઠ ૮૨ મો.

સ્વર ધારણ=અવાજને ટકાવી રાખનાર.
આંદોલન=મોજાનું ચાલવું તે.
ખોભણો=ખાંચ.
આબેહુબ=જેવું બોલેલ હોય તેવું.
ત્વચા=ચામડી.
કૃતિ=કામ.
નાદ=મોટો અવાજ.
જાનુ=કાયમ.
પ્રકર્ષ=(प्र+कृष्+अ) મોટો સૂર.
સંધાન=સાંધવું, જોડાવું, જોડાણ.
કંઠનળી=જેમાંથી સ્વર નીકળે છે તે નળી.

## પાઠ ૮૩ મો.

પરાવર્તન=(परा+वृत्+अन) પાછું વળવું તે.
વક્રીભવન=(वक्र+भू+अन) વાંકું વળવું તે.
રમુજી=આનંદી.
અવસ્થાંતર=રૂપાંતર, ફેરફાર.
વર્તુળાકાર=ગોળાકાર.
તીવ્રતા=ગતિ.
ગૂમ થઇ જવું=જતું રહેવું.
નિરીક્ષા સ્થળ=શોધ કરવાનાં સ્થાનો.
હેતુ=કારણ.
સંસર્ગ=(सम्+सृज्+अ) સમાગમ.
વર્તુળ=ગોળ.
પુરવણી કરનારા=અધુરૂં હોય તે પુરૂં કરનારા.
વિલક્ષણ=જુદી જુદી જાતના.
નિહાળીને=ધ્યાન રાખીને.
પ્રતિમા=છબી.
પ્રતિરૂપ=સામું રૂપ.

## પાઠ ૮૪ મો.

મેઘધનુષ્ય=કાચબી.
પૃથક્કરણ=જુદું કરવું તે.
અસમાન=સરખું નહિ તે.
દર્શાવી=દેખાડી.
મુકાબલો=સરખામણી.
રૂપાંતર=ફેરફાર.
રસાયની ચંચલતા=બે જુદી જાતના પદાર્થો એકઠા થવાથી તેમાંથી જુદો પદાર્થ બને તે.

## પાઠ ૮૫ મો.

પરસ્પર=એક બીજા સાથે.

ઘર્ષણ=ઘસવાથી ઉત્પન્ન થાય તે.
વિદ્યુત્પાત્ર=વીજળી ઉત્પન્ન કરવાનું વાસણ.
વિદ્યુદ્વાહક=(विद्युत्+वाहक) વીજળીને લઇ જનાર.
ભોંકાતું=લાગતું.
ઉત્ક્રમણ=(उत्+क्रम्+अन) ચલનવલન.
આવાહક=વિદ્યુતને સાચવી રાખનાર.
અકસ્માતો=અજાણી હરકતો.
તાબડતોબ=એકદમ.

## પાઠ ૮૬ મો.

વિકાર=(वि+कृ+अ) ફેરફાર.
પ્રકૃતિવિકાર=પ્રકૃતિમાં થતા ફેરફાર.
રસાયનવિકાર=રસને માટે થએલ ફેરફાર.
ઘટકો=અવયવો, તત્ત્વો.
તજમાવી જુઓ=તપાસી જુઓ.
સંયુક્ત=જોડાઇ ગએલા.
દ્રવ્યો=પદાર્થો.
સંબંધાકર્ષણ=સંબંધ કરાવનાર ખેંચાણ.
પરમાણુ=ઝીણાં ઝીણાં રજકણો.
સજીવ=જીવવાળા.

## પાઠ ૮૭ મો.

અવિભાજ્ય=(अ+वि+भाज्+य) ભાગ ન થએલ એવો.
જ્યોત=દિવાનો બળતો ભાગ.
જળજનક=જળ બનાવનાર. (जन्+अक)
વજન=ભાર, તોલ.

## પાઠ ૮૮ મો.

દ્રાવ્યતા=પીગળવાપણું.
સેળભેળ થવું=મળી જવું.
વિખુટી=છૂટી.
દ્રાવણ=બે જાતની ઓગળેલી રજકણોનું મિશ્રણ.
દ્રાવ્ય=પીગળવા યોગ્ય.
લક્ષમાં=ધ્યાનમાં.
અપવાદ=બાધ
ઝરપે છે=ટપકે છે.

## પાઠ ૮૯ મો.

ઉષ્ણતામાન=ગરમીનું માપ.
બાષ્પભવન=પાણીનું વરાળ થઇને ઉડી જવું તે.
પવનની લહેર=ઠંડો પવન.
નીમે ભાગે=અર્ધા ભાગે.

શુમાર=માપ, અટકળ.

ભેજમાપક=ભેજ માપનારા.

## પાઠ ૬૦ મો.

મંદ=ધીમો.

જલદ=આકરો.

કસોટી=પરીક્ષા.

નીળા=કાળાશ પડતા.

તીક્ષ્ણ=બાળનાર.

પારદર્શક=આરપાર દેખાઈ શકે તેવા.

## પાઠ ૬૧ મો.

ફલાવો=મટવો.

અતિ જ્વાળાગ્રાહી=એકદમ સળગી ઉઠે તેવો.

ઘર્ષણથી=ઘસવાથી.

બેપરવાઈ=બેદરકારી.

તંદુરસ્તી=આરોગ્યતા.

બરડ=વળવાથી ભાંગી જાય તેવા.

## પાઠ ૬૨ મો.

દહન=(दह्+अन) બળવું તે.

શ્વાસોચ્છ્વાસ=શ્વાસ લેવો અને મૂકવો તે.

અવિનાશપણું=નાશ ન થાય તે.

ભાવાર્થ=મતલબ.

વસ્તુતઃ=ખરેખર.

રક્તવાહિની=જેમાં લોહી વહે છે તે નસો.

ઉચ્છ્વાસ=(उत्+श्वास्+अ) શ્વાસને બહાર કાઢવો તે.

## પાઠ ૬૩ મો.

ઘટકાવયવો=(घटक+अवयव) તત્ત્વો.

ચૂર્ણપાષાણ=ચૂનાના પથરા.

સેન્દ્રિય=(स+इन्द्रिय) ઇંદ્રિય સહિત, વનસ્પતિ વગેરે.

સખત=કઠણ.

ગચીઓ=ગઠ્ઠા.

અનુભવો=તરત.

રસાયણ જળ=જે પાણીમાં ખાવાના ક્ષાર ભરેલા હોય તે.

સોડાવોટર=સોડા નાખીને બનાવવામાં આવેલું પાણી.

લેમોનેડ=લીંબુનું પાણી.

## પાઠ ૬૪ મો.

લોહિતાંગ=લોહીના જેવું જેનું અંગ હોય તે. (लोहित+अंग)

સંક્રમણ=(सम्+क्रम्+अन) સૂર્ય અને પૃથ્વી વચ્ચે ગ્રહોનું આવવું.

કળા બદલતી નથી=તેજ ઓછું વધારે થતું નથી.

વાર્ષિક ભ્રમણ=વરસમાં ફરી રહેવું તે.
ઋતુભેદ=ઋતુઓનું બદલવું.
પ્રકાશિત=(પ્ર+काश्+इत)પ્રકાશવાળો.
વાતાવરણ=(वात+आ+वृ+अन) વાનું ઢાંકણ.
ઉપગ્રહો=(उप+ग्रह) નાના ગ્રહ, ગ્રહની આસપાસ ફરનારા.
ઝુંડ=જથ્થો.
નાયક=(नी+अक) દોરનાર, મુખ્ય.
ત્વરા=વેગ.
સંભવે છે=મનાય છે, ધરાય છે.
સ્વપ્રકાશક=પોતાની મેળે પ્રકાશનાર.

## પાઠ ૯૫ મો.

મેખલાઓ=પટા.
અનુપમ=(अन+उपम) શ્રેષ્ઠ, સૌથી વધારે.
નિહાળી=બરાબર ધ્યાનપૂર્વક જોઇ.
વિષમતા=વિષમપણું, અસમાનપણું.
મનન=અભ્યાસ, વિચાર.

## પાઠ ૯૬ મો.

વિસ્મયકારક=આશ્ચર્યકારક.
કલ્પી ન શકાય=કલ્પના પણ ન થઇ શકે.
નરી આંખે=એકલી આંખે, દુરબીન સિવાય.
ધાબાં=ડાઘા.
નિર્ણય=(निर्+नी+अन) નિશ્ચય.
વર્ગણી કરી=વર્ગો પાડયા.
ઘની કરણ=ઘન રૂપ થવાનો.
દલીલ=કારણ.

## પાઠ ૯૭ મો.

ઐતિહાસિક=ઇતિહાસ સંબંધીનો.
પુરાવો=દાખલો.
યુગો=જમાના.
મધ્યાકર્ષક=મધ્યમાંથી થતું આકર્ષણ.
સંકોચન=નાનું થવું.
મધ્યોત્સારી=મધ્યમાંથી સરી જતું.
પોપડો=પડ.

## પાઠ ૯૮ મો.

શેષ=બાકીના ભાગ.
ભૂસ્તરવેત્તા=પૃથ્વીના પડ સંબંધી જાણનાર.
ઉત્ખાત=બાકી રહેલા ભાગ.
પહેલદાર=પાસાદાર.
કિંવલ=કલમો.
સર્વોપરિ=શ્રેષ્ઠ.
સહાયતા=મદદ.

# કવિતાની સમજુતી

## પાઠ ૩ જો પ્રભુ પ્રાર્થના

પ્રાર્થના=(प्र+अर्थ=માગવું)+(अन+आ) માગણી.

પ્રભો=હે પ્રભુ! (સંબોધન)

અંતરયામી=મનની વાત જાણનાર.

જીવન=(जीव्+अन) જીવાડનાર.

દીન શરણા=(दीन+शरणा) ગરીબના આધારરૂપ; ગરીબના બેલી.

અનુપમ=(अन+उपम) ઉપમાન આપી શકાય તેવું, શ્રેષ્ઠ.

સખા=સ્નેહી.

હિતકરણા=હિતના કરનારા.

પ્રભા=તેજ.

વિભવ=વૈભવ.

સર્વસ્વ=બધું.

વિમળ=ચોકખું, મેલ વિનાનું.

અદ્ભૂતો=આશ્ચર્યકારક વસ્તુઓ.

નીરખું=જોઉં.

મહાજ્યોતિ=મહાનતેજ.

પરે=છેટે.

આદિ=મૂળ પુરૂષ.

શુચિ=પવિત્ર.

સૃજન=(सृ+जन्+अ)=સૃષ્ટિનું પેદા થવું.

પ્રલયે=(प्र+ली)=નાશ થવો+अ) નાશ વખતે.

અહરાનશ (अहर+निशा)=રાત દહાડો.

શિવસદન=(शिव+सदन) કલ્યાણનું ઠેકાણું. સદન=(સદ્=અન) બેસવાનું સાધન, ઘર.

અપાપી=(अ+पापी) પાપ નહિ કરનાર.

એકાકી=એકલો.

ચેતના=(चित्+अन) હાલવા ચાલવાની શક્તિવાળા.

જનકુળ=માણસ જાત.

વિભુરાયા=પરમેશ્વર (विभु+राया) પૃથ્વીનો રાજા.

બ્રહ્માંડવિશ્વ=(ब्रह्मा+अंड) ઈંડાના આકારનું બ્રહ્માનું બનાવેલું વિશ્વ.

ઉરવિષે=હૃદયમાં.

આત્મા ઢાળી=આત્માથી, આત્માને નમાવી.
ઢળતી=નમતી.
કોટી=કરોડો.
અમૃત=(अ=ન+मरणु+त) મરવું નહિ તે.
હીણો=વિહીનો, વિનાનો.
દરશના=દર્શનરૂપી.
ઉચરૂં=બોલું.
ઘડીકઘડી=વારંવાર.
સ્મરૂં=યાદ કરૂં.
શુભઅશુભ=સારૂં નરસું.

(૧) હે મનની વાત જાણનાર પરમેશ્વર! હે જીવોના જીવનરૂપ અને ગરીબના આધારરૂપ પિતા, માતા, ભાઇ, ઉપમા ન આપી શકાય એવા, મિત્ર, હિતના કરનાર, તેજરૂપ, કીર્તિરૂપ, કાંતિરૂપ, ધનરૂપ, વૈભવરૂપ, મનુષ્યનું સર્વસ્વ, એવા જગતના વિમલમુખ સ્વામિ? હું તમને નમું છું અને વંદન કરૂં છું. (૧)

(૨) હે પ્રભુ! સર્વ નવાઈ જેવી વસ્તુઓમાં તારૂં સ્વરૂપ મને અદ્ભુત જણાય છે, અને તારી આંખો મહાન તેજવાળી સૂર્ય અને ચંદ્ર જેવી દેખાય છે. વળી તું ચોમેરની ગુફાઓ, પૃથ્વી અને ઉંચા આકાશમાં પણ વિહરે છે, અને તેથી પણ દૂર તું જણાય છે.

(૩) હે પ્રભો! તું દરેક પ્રાણી માત્રનો મૂળરૂપ, પવિત્ર, અને જુના પુરૂષ તરીકે છું. વળી તું સૃષ્ટિ ધારણ કરે છે, અને દુનિયાની ઉત્પત્તિ અને નાશ કરનાર પણ તું જ છું. વળી અમારા ધર્મોનું હંમેશાં પાલણ કરનાર અને ધર્મી તથા અધર્મીનું કલ્યાણ કરનાર પણ તું જ છું.

(૪) હે પ્રભો! જડ અને ચૈતન્ય એ બધાનો તું એકજ પિતા છે. વળી તું સૌનો ગુરૂ રૂપ મોટો છું. અને માણસ જાતનો તું મહાનપૂજનીક છું. વળી હે પ્રભુ! ત્રણ લોકની અંદર તારા

જેવો કોઈ થયો નથી અને થશે પણ નહિ, તો પછી હે પૃથ્વીના ધણી, તારાથી અધિકતો કોણ જ હોઈ શકે ?

(૫) હે પ્રભુ ! તું આખા બ્રહ્માંડમાં અને અમારા હૃદયમાં પણ વસેલો છું, વળી તું આઘેમાં આઘે અને પાસેમાં પાસે પણ હમેશાં હસતો જણાય છે. હે પ્રભુ ! હું આત્મા નમાવીને તને નમું છું અને તે સાથે મારા દેહથી પણ નમું છું, વળી હું તને કરોડો વાર નમીને નમસ્કાર કરૂં છું.

(૬) હે પ્રભુ ! તું અસત્યોમાંથી અમને ખરા સત્યના માર્ગે લઈ જા, અને અજ્ઞાનરૂપી ઉંડા અંધકારમાંથી જ્ઞાનરૂપી પરમ તેજમાં લઇ જા. વળી મહામૃત્યુમાંથી અમને ઉગારી મોક્ષરૂપી અમૃત સમીપ લઇ જા, અને હું તું વિનાનો છું તો તારા દર્શન રૂપી દાન દે.

(૭) હે પિતા ! (પ્રભુ) પેલો દૂર જે સમુદ્ર જગતને વિંટળાઇને રહેલો છે, તેની તરફ બધી નદીઓનાં પાણી જેવા રીતે વેગમાં વહે છે, તેવી જ રીતે મારા જીવનની સઘળી ઝરણીઓ દયા અને પુણ્યના મહાસાગર રૂપી જે તું છે, તે ભણી હમેશાં વહો.

(૮) હે પ્રભુ ! શરીરથી જે કાંઈ થતું હોય, વચનથી ઘડીએ ઘડીએ જે કાંઈ બોલાતું હોય, ઇંદ્રિયોથી જે કાંઇ કામ થતું હોય, અને મનમાં જે જે વિચારો આવતા હોય તથા સ્વભાવથી અને બુદ્ધિથી જે કાંઇ સારૂં નરસું કરતો હોઉં તે બધું તારા ચરણમાં ધરૂં છું. માટે હે પ્રભુ તું મારા તરફ ક્ષમા દૃષ્ટિથી જોજે.

## પાઠ ૭ મો ગરવી ગુજરાત વિષે.

ગરવી=(ગુરુ+ઈ) મોટી. ધ્વજ=ધજા.

આરૂણું=સૂર્યોદય વખતનું. ઝળળળ=ઝગઝગાટવાળું.

કસુંબી=રાતારંગનું
પ્રેમશૌર્ય=પ્રેમ સાથે શૂરાતન.
અંકિત=(अंक+इत) આંકેલો.
નિજ સંતતિ=તારાં બાળકો.
પ્રેમભક્તિ=પ્રેમ રૂપી ભક્તિ.
કુંતેશ્વર=પારડી તાલુકાના કુંતા- ગામમાં મહાદેવ છે તે.
સોમનાથ=પ્રભાસપાટણના મહાદેવ.
દ્વારકેશ=(द्वारका+इश) દ્વારકાના ધણી, રણછોડરાયજી.
સાક્ષાત્=પ્રત્યક્ષ, ખરેખરા.
સુભટ=યોદ્ધા.
યુદ્ધરમણ=લડાઇમાં ફરવું તે.
રત્નાગર=(रत्न+आगर) મહાસાગર, દરીઓ.
વીર=બહાદુર.
પૂર્વજો=(पूर्व+जननोज) આગાઉ જન્મેલા, બાપદાદા.
જયકર=જીતકરનારી.
સોયે=શોભે.
રંગ=આબાદી, જાહોજલાલી.
સત્વર=એકદમ.
મધ્યાન્હ=(मध्य+अहन्) દિવસનો વચલો ભાગ.
ઘુમે=મહાલે.
વદ્યા=બોલ્યા.

(૧) ગરવી ગુજરાત જય થાઓ ! જય થાઓ !! તેના પર સૂર્યોદયવાળું પ્રભાત શોભે છે, અને તેના પર હવે કસુંબી રંગનો પ્રેમ અને શૌર્યથી અંકાએલો ધ્વજ પ્રકાશશે. (મતલબ તેની ચડતી થતી આવે છે, અને ગુજરાતના લોકોમાં પ્રેમ અને શૌર્ય વધતાં જશે એટલે તેની સંપૂર્ણ ચડતી થશે.) માટે હે ગરવી ગુજરાત ! તું તારી પ્રજાને પ્રેમ ભક્તિ શીખવ, કારણ તારી જાત ઉત્તમ પ્રકારની છે. માટે હે ગરવી ગુજરાત તારો જય થાઓ !!

(૨) તારૂં રક્ષણ કરવાને ઉત્તર દિશામાં (આરાસુર પાસે) અંબામાત, પૂર્વ દિશામાં (પાવાગઢ પાસે) મહાકાળી માતા, દક્ષિણ દિશામાં કુંતેશ્વર મહાદેવ, અને પશ્ચિમ દિશામાં સોમનાથ મહાદેવ અને

દ્વારકાધીશ છે, એથી ચોમેરથી તારૂં દેવતાઓ રક્ષણ કરે છે અને તેઓ તને સાક્ષાત્ મદદરૂપ છે હે ગરવી ગુજરાત તારો જય થાઓ ! !

(૩) તારી કુખમાં નર્મદા, તાપી, મહી અને બીજી નદીઓ આવી રહેલી છે; વળી પડોશમાં વીર પુરૂષોની લડાઇના રમખાણોથી વીરરૂપી રત્નોથી ભરેલો મહાસાગર (અરબી સમુદ્ર) આવી રહેલો છે. (એ બધાં શોભી રહ્યાં છે.) વળી પર્વત ઉપરથી બહાદુર પૂર્વજો પણ જયકારની આશિષો આપી રહ્યા છે. તથા વળી ગુજરાતમાં વસતી બધી જાતો સંપીને રહે છે અને તે સંપથી શોભે છે, જેથી હે ગરવી ગુજરાત તારો જય થાઓ ! !

હે ગુજરાત ? તે આણહીલવાડની જાહોજલાલી, તે સિદ્ધરાજ જયસિંહ ! ! (મતલબ આ વખતે ગુજરાત પૂર્ણ ચડતીમાં હતું.) તે વખત કરતાં પણ વધારે જાહોજલાલી હે ગુજરાતમાત ! તારી તરતમાં જ થશે. અને હવે રાત વીતી ગઇ છે, શકુનો સારા દેખાય છે અને મધ્યાન્હ થવાની તૈયારી હોઇ મધ્યાન્હ શોભશે. કારણ કે નર્મદાશંકર કહે છે કે માણસો તારી ચડતી કરવાને ઠામો ઠામ માથાં કાઢે છે. હે ગરવી ગુજરાત તારો જય થાઓ ! !

ગુજરાત કોની કોની છે ? શું તે બ્રાહ્મણની, વાણીયાની, શ્રાવકની, ભાટીયાની, ક્ષત્રિયની, રજપૂતની, કણબીની, ભીલની, કોળીની કે બીજા શૂદ્રોની ? તેને કોની ગણવી ? અરે ! આ બધામાંથી કોઇની ગુજરાત નથી, ત્યારે તેને કોની ગણવી ? જેના પૂર્વજો જન્મથી આજ સુધી કોઇ પણ રીતની ગુજરાતી ભાષા બોલ્યા,

અને વળી આર્યધર્મને વળગી રહ્યા તેની ગુજરાત છે, પછી તેઓ ગમે તે જાતના હોય, પણ તેઓની ગુજરાત છે.

વળી બીજા પરદેશીઓ કે જેને ગુજરાતની ભૂમિએ પાળીને મોટા કર્યા, તથા તેઓ પરધર્મી છતાં પણ ગુજરાતનું હિત ઇચ્છનારા છે. તે ગુજરાત માતાના ભાઇ ગણાયા, અને તેની પણ ગુજરાત છે. પછી તે ગમે તે જાતના હોય પણ તેની ગુજરાત છે.

## પાઠ ૧૧ મો. નરસિંહ મહેતાને ઢેઢ વૈષ્ણવનું આમંત્રણ.

ગિરિ=પર્વત.
ટળાટી=તળાઉં.
હરિભક્તિ=પ્રભુ પર આસ્થા.
પ્રેમધરી=હોંશથી.
કીરતન=ભજન.
વાળાએ=છોડી દઇએ.
જન્મ મરણ જંજાળ=જન્મ મરણ રૂપી દુઃખ.
વૈષ્ણવ=વિષ્ણુના ભક્ત.
સમદષ્ટિ=સર્વને સરખા ગણવાની દષ્ટિ.
વાગ્દાન=વાણી રૂપીઉં દાન (વાગ્+દાન)=વચ્=બોલવું+અ=વાણી, દા=આપવું+ન=ક્રિયાવાચક; દાન આપવું તે.
નિશાએ=રાત્રિએ.
પ્રસાદ=પ્રસાદી.
ભોર=સવાર.
વાતા=વગાડતા
મૃગંદ=પખાજ
ઢંગ=ઘાટ, ડોળ
મૌન=બોલ્યા ચાલ્યા વગર.
અધવધરા=જ્ઞાન રૂપી ભાન વગરના.
વિવેક વિચાર=સારા નરસાનો ભેદ.

(૧) ગિરનાર પર્વતની તળેટીમાં દામોદર કુંડ છે, ત્યાં નરસિંહ મહેતો નહાવા જતા હતા, ત્યાં ઢેડની જાતમાં સંપૂર્ણ હરિભક્તિ હોવાથી, ભાવથી તેઓ મહેતાજીને પગે લાગ્યા. ગિરનાર.

(૨) તેમણે હાથ જોડીને અરજ કરી, અને નમ્રતા ભરેલા વચનોથી કહ્યું કે "હે સંતપુરૂષો! અમારી એટલી માગણી છે કે અમારે આંગણે તમે હરીકીર્તન કરો. ગિરનાર.

(૩) જેથી અમે ઇશ્વરના પ્રેમ રૂપી વસ્તુને પામીએ, અને અમારાં જન્મ મરણનાં દુઃખો ખોઇ નાખીએ, આ પ્રમાણે હાથ જોડીને વિનતિ કરતાં મહેતાજીને દયા ઉપજી, કારણ મહેતાજી વિષ્ણુના પરમ ભક્ત અને ઘણાજ દયાળુ હતા. ગિરનાર.

(૪) અને મહેતાએ મનમાં વિચાર્યું કે જ્યાં પક્ષાપક્ષી છે ત્યાં પરમેશ્વર જ નથી, અને સમદ્રષ્ટિને સઘળું સરખું જ છે માટે અમે ભજન કરવા આવશું એ વચન આપ્યું, અને તુળસીના છોડ પાસે ગૌમૂત્ર છાંટવાનું તથા લીંપવાનું કહેતા ગયા.

(૫) મહેતાજી રાત્રિએ આવ્યા, અને ઢેઢ લોકોએ પ્રસાદ લાવીને ઓચ્છવ કર્યો, અને સવાર થતાં સુધી ભજન ગાયાં તેથી સર્વ વૈષ્ણવો સંતોષ પામ્યા. ગિરનાર.

(૬) પછી હરિ ગુણ ગાતાં, અને તાલ, શંખ, અને પખાજ વગાડતાં મહેતાજી ઘેર આવ્યા. એ વખતે નાગર લોકો હસી હસીને તાળીઓ પાડવા લાગ્યા અને બોલવા લાગ્યા કે આતે શું બ્રાહ્મણના ઢગ છે? ગિરનાર.

(૭) મહેતાજીએ મનમાં વિચાર કર્યો કે આ જ્ઞાન રૂપી ભાન વિનાના લોકોને શો ઉત્તર આપવો? એમ વિચાર કરી મૌન રહી ચાલ્યા ગયા, એ વખતે સવાર થતાં નરનારીઓ જાગ્યા અને પૂછવા લાગ્યા કે હે મહેતાજી? તમે આવા શું છો? ગિરનાર.

(૮) તમે નાત, જાત પીછાણતા નથી અને કાંઇ પણ સારા

પણ જોતા નથી. પણ નરસીંહ મહેતા તો હાથ જોડીને કહે છે કે મને તો વૈષ્ણવનો જ આધાર છે. ગિરનાર.

## ગામ લોકને મહેતાએ આપેલો ઉત્તર.

ભ્રષ્ટ=(ભ્રષ્ટ) બગડી ગએલા.
દામોદર=શ્રીકૃષ્ણ, પરમાત્મા.
રાતું=રાજી થતું.
માતું=મગ્ન થએલું.
નેહ=સ્નેહ, પ્રીતિ.
કર્મધર્મ=કર્મકાંડ, હવન હોમ વિગેરે ઉપલક બાબતો. (જ્ઞાન ધર્મ વિનાની)
ભાવે=ગમે.
નાવે=ન આવે.
હળવાં કર્મનો=નબળાં કર્મનો.

(૧) અમે એવા એવા, વળી તમે કહોછો તેવા જ છીએ, જો ભક્તિ (ભજન, કીરતન) કરતાં તમે અમને ભ્રષ્ટ કહેશો તો પણ અમે તો પ્રભુની સેવા (ભજન) તો કરશું જ. અમે.

(૨) જેનું મન જેની સાથે બંધાયું હોય તે પ્રમાણે તે ચાલે, પહેલાં મારૂં મન ઘરની અંદર રાજી થતું, પણ હવે હરિ રસમાંજ આનંદ માને છે. અને તેથી જ ઘેર ઘેર ગાતું હાલે છે. અમે.

(૩) બધા મંડળમાં હું એક ભુંડો છું. અને ભુંડાથી પણ ભુંડો છું. એમ તમારૂં મન માને અને એમ કહેવું હોય તો પણ કહેજો પણ મને તો પ્રભુ ભક્તિમાં ઉંડો ભાવ લાગ્યો છે. અમે.

(૪) કર્મથી (હવન, હોમ વગેરે) થતા ધર્મની જેટલી જેટલી વાતો છે તે મને ગમતી નથી, કારણ જેથી સઘળી વસ્તુ મેળવી શકાય છે એવા મારા પ્રભુની બરાબરી કોઈ કરી શકનાર જ નથી. અમે.

(૫) હું નબળાં કર્મનો છું, પણ મને તો વૈષ્ણવ બહુ વહાલા છે. અને જે હરિજનથી જુદાઇ ગણશે તેના જન્મ મરણ રૂપી ડાલા ફેરા થાય છે. અમે.

## ઇશ્વરેચ્છા પર શ્રદ્ધા રાખવી

ગુરૂદેવ=મોટા દેવ.
જગદીશ=(जगत्+इश) દુનિયાના ધણી, પરમેશ્વર.
ખરખરો=દીલગીરી
ફોક=ફોકટ, નકામો.
ચિંતવ્યો=ધાર્યો.
ઉદ્વેગ=મનની ચિંતા, શોકાતુર મન
અજ્ઞાનતા=અજ્ઞાનપણું
શકટ=ગાડું.
સૃષ્ટિ મંડાણ=સૃષ્ટિની બનાવટ (छ तत्पु).
જોગેશ્વરા=(जोग+इश्वरा) યોગમાં આગળ વધેલા, મોટા જોગી.
દષ્ટે=(दृश्+त) નજરમાં.
ભવન=(भु+अन) ઘર.
દાખે=ધરાવે.
લતા=વેલ.
યથા=યોગ્યતા પ્રમાણે.
શોચે=દીલગીરી કરે.
પહોંચે=મળે.
આપ=પોતે.
જુગલ=બે.
જન્મ પ્રતિ જન્મ=જન્મો જન્મ.
યાચું=યાચના કરૂં, માગું.

(૧) જગતના મોટા દેવ પરમેશ્વરને જે ગમે તેમાં દીલગીર થવું તે નકામું છે, કારણ આપણું ધાર્યું કાંઇ થતું નથી. અને માત્ર ઉદ્વેગ જ કરવાનું બને છે. (જગતના).

(૨) આ કામ હું કરૂં છું એવી જે માન્યતા તેજ અજ્ઞાનપણું છે, કારણકે ગાડા નીચે જનારૂં કુતરૂં એમ માને છે કે ગાડાનો ભાર હું તાણું છું તે જેમ ખોટું છે તેમ હું કરૂં છું એ માન્યતા પણ ખોટી છે. (દરેક કાર્યનો કર્તા પ્રભુજ છે. મનુષ્ય તો માત્ર નામ

રૂપ જ છે) એ પ્રમાણે આખી સૃષ્ટિનું બંધારણ છે, પણ તેને કોઈ યોગી પુરૂષો જ જાણી શકે છે. (જગતના)

(૩) જો માણસથી દરેક કાર્ય નીપજતું હોય તો કોઈ માણસ દુઃખી રહે નહિ, અને સર્વ કોઈ શત્રુને મારીને મિત્રને જ રાખે. અને રાજા કે ગરીબ કોઈ જણાય જ નહિ, તથા દરેક પોતાનાં ઘરો પર છત્ર જ ધરે (જગતના)

(૪) દરેક ઋતુઓ યોગ્ય વખતસર વેલો, પાંદડાં, ફળ, ફૂલ આપે છે, તેમ માણસો પણ ભાગ્યમાં જે લખેલું હોય તે જ તે સમે પામે છે; માટે માણસ મૂર્ખતાથી નકામા દીલગીર થાય છે. (જગતના).

(૫) ગ્રંથો હાર ગોટાળો કરીને કોઈએ ખરી વાત કરી નથી (ધર્મનાં ઘણાં પુસ્તકો થયાં તેમાં જેને જેમ ફાવ્યું તેમ લખી ગયા) તથા જેને જે ગમે છે તેને તે પૂજે છે અને મન, વાણી અને કર્મથી પોતે જે કરે છે તે સત્ય છે એમ મનથી માની લે છે. (જગતના)

(૬) નરસિંહ મહેતા કહે છે કેઃ સંસારના સર્વ સુખોને નકામાં માની લેજો. અને કૃષ્ણ વિના બીજું સર્વ ખોટું છે. માટે બે હાથ જોડીને મહેતાજી કહે છે કે હું તો દરેક જન્મોજન્મ હરિ ભક્ત જેવું જ માગું છું. (જગતના).

## પાઠ ૧૫ મો હરિજનનાં હૃદય!

હરિજન=હરિના ભક્ત.
પિયુ=પક્ષીનું બોલવું, (ધણી)
પંખીડા=પક્ષીઓ (માણસને પક્ષીની ઉપમા આપેલ છે.)
ઉતરવાનો=પાર ઉતરવાનો, મોક્ષ પામવાનો.

હૃદેકમળમાં=હૃદયમાં.
અલખ=(અ+લક્ષ+અ) ધ્યાનમાં ન આવી શકે તેવા, દેખાઇ ન શકે તેવા નિરંજન, નિરાકાર.
લખ=ધ્યાનમાં આવી શકે તેવા સાકાર, મૂર્તિમંત.
લેહે=લહેજત, મજા.
પારંપાર=આરપાર, સામે પાર, મોક્ષમાં.
ભજાડી=આપી.
દાનવ=રાક્ષસ.
હરજી=ભગવાન.

(૧) હે પક્ષીઓ! (પ્રાણીઓ) તમે પિઉ, પિઉ, પિઉ (હરિ, હરિ, હરિ) પોકારો, કારણ એજ સંસાર સાગરથી પાર પામવાનો આરો છે. માટે હૃદય કમળમાં હરિના નામનું સ્મરણ કરો. હે પ્રાણીઓ હરિ હરિ પોકારો. હે પક્ષીઓ!

(૨) જે નર અથવા નારીએ જાગીને (જ્ઞાનથી) જોયું તેમને સાકાર અને નિરાકાર પ્રભુના ભજનની લહાવેલી લાગી, અને એ આંહથી જ મીરાં, કરમા, ઇશ્વરી, પુરી થોડા વખતમાં સંસાર રૂપ સમુદ્રનો પાર પામી ગયાં. હે પક્ષીઓ!

(૩) ગોપીચંદ અને ભરતને પણ એવી જ લહે લાગી, અને તેઓ પણ સંસાર સાગર તરી ગયા, એવીજ રીતે પીપો ભગત, સુરદાસ, અને હરિને ભક્ત કબીર એ પણ તરી ગયા એમ બધી દુનિયા જાણે છે. હે પક્ષીઓ!

(૪) તથા વળી કુબો કુંભાર, સદનો કસાઇ, ધનોજી જાટ, અને બાબો હાઢી તથા ભીલ ભક્ત (વાલ્મીક) પણ તરી ગયા, અને તેમને પ્રભુએ સારી રીતે સંતની સંપત્તિ (દૈવી શક્તિ, સાધુ વૃત્તિ) આપી. મતલબ પ્રભુને ત્યાં નાત જાતના ભેદ વિના પોતાની ભક્તિ કરનારને મોક્ષ પદ આપે છે. હે પક્ષીઓ!

(૫) વળી જનક રાજા અને સુકદેવજીને પણ મોક્ષની પ્રાપ્તિ થઇ, અને તેમનું જીવતર સફળ થયું. ખરે ! હે ચતુર પુરૂષો તમે વિચાર કરો કે એમનાં મન કેવાં સુંદર અને ભક્તિમાન હશે ! હે પક્ષીઓ !

(૬) વળી જુઓ કે બલ્ખ બુખારાના પાદશાહે પોતાની સોળસે નારીઓનો, અઢાર લાખ ઘોડાઓનો તથા દોલત અને દુનિયાનો ત્યાગ કરી પ્રભુ ભજનમાં ચિત્ત ચોંટાડયું. હે પક્ષીઓ !

(૭) હે ભાઇઓ ! પ્રભુ ભક્તિ માટે નાત જાતનો કાંઇ પણ તફાવત હોતો નથી, મતલબ પ્રભુ ભક્તિ ગમે તે કરી શકે છે પછી તે દેવ હોય કે રાક્ષસ હોય, **ધીરો ભક્ત** કહે છે કે પ્રભુના ધ્યાનમાં જે લીન થાય તે હરિ જનો પણ ભગવાન જેવા જ છે. હે પક્ષીઓ !

## ધર્મ વિષે.

ધરથકી=મૂળથી.
ધારે=(धृ=ધારણ કરવું) ધરી રાખે.
શૌચ=(शुचि+अ) પવિત્રતા.
આચાર=(आ+चर्+अ) રીત ભાત.
કુસંગ=(कु+संग) નઠારી સોબત.
અનૃત=અસત્ય.
ભંગ=નાશ.
આલેકર=મદદ કરે.
કરતાર=કીરતાર, પરમેશ્વર.
શશિ=ચંદ્ર.
શર્વરી=રાત્રિ
દીપક=(दीप्=પ્રકાશવું+अक=કર્તૃ-વાચક) પ્રકાશનાર.
ધામ=ઘર, રહેઠાણ.
દીનનાં=ગરીબનાં.
પ્રમાણ=ખરેખરી.
દંભ=ઢોંગ.
ચારૂ=સુંદર.
ચરિત્ર=વર્તણુંક, રીતભાત.

(૧) હે ભાઇઓ ! તમે તમામ કપટ છોડી દઇને મૂળથી જ ધર્મને વિચારો; જે પાપમાં પડતાં બચાવે (ધરી રાખે) તેનું નામ જ ધર્મ છે. ધર્મ.

(૨) સત્ય, દયા, તપ અને પવિત્રતા એ ચાર ધર્મના પાયા છે. અને તે જેના હૃદયમાં વસ્યા તેનો આચાર પણ ઉત્તમ હોય છે. ધર્મ.

(૩) વહેમ, અહંકાર, નઠારી સોબત અને અસત્ય એ ચાર અધર્મના પાયા છે. એ જો શરીરમાં પ્રવેશ કરે તો ધર્મનો ભંગ થાય છે. ધર્મ.

(૪) જો શરીરમાં સત્ય દાખલ થાય તો ખરેખરા વિચારો સૂઝે છે અને તેથી બુદ્ધિનો વિકાસ થાય છે. અને ઈશ્વર તેને મદદ કરે છે. ધર્મ.

(૫) જેવી રીતે ચંદ્રમા વિનાની રાત્રિ અને દીવા વિનાનું ઘર જેવું નકામું છે તેવી જ રીતે સત્ય વિના માણસનો દેહ નકામો છે. ધર્મ

(૬) જે પ્રાણીઓ પર દયા રાખે છે અને જે ગરીબનાં દુઃખ મટાડે છે. તથા શરીર, ધન, અને વચનોથી ઘણુ સર્વને સુખ આપે છે તે જ ખરો ધર્મી છે. ધર્મ.

(૭) જે મનથી બીજાનું ભલું અને કલ્યાણ કરવા ઇચ્છે છે, તથા મનમાં પણ કોઈના અવગુણને લાવતો નથી તે જ માણસની દયા ખરેખરી અને પ્રમાણ ભૂત છે. ધર્મ.

(૮) ધર્મ પાળતાં કષ્ટ પડે અને તે સહન કરે તેનું નામ જ ખરો તપ છે. બાકી તો બીજા ખોટા ડોળ તો ઘણા છે પણ તેથી

પોતાનું કાર્ય સુધરતું નથી. ધર્મ.

(૯) તપ કરીને શરીરને દઢ કરે છે, તથા ઇંદ્રિય અને પ્રાણ જીતે છે અને પોતાનું મન વશ રાખે છે તેજ ચતુર અને રુડો જાણકાર છે. ધર્મ.

(૧૦). સુખ અને દુઃખને તથા હર્ષ અને શોકને સરખાં ગણે, અને ધીરજ રૂપી ધર્મ ચૂકે નહિ એવા વીરલા માણસો તો કોઇ કજ હોય છે. ધર્મ.

(૧૧) તે સઘળી પવિત્ર ક્રિયાઓ કરીને શરીરને શુદ્ધ રાખે, અને પછી જ્ઞાનરૂપી નીરથી મનનો પણ મેલ ધુએ. ધર્મ.

(૧૨) આવો ધર્મ જેઓ પોતાના હૃદયમાં ધારણ કરે છે તેઓ પવિત્ર પ્રાણીઓ છે, અને તેમનું જીવતર આ જગતમાં સફળ છે, તથા તેમનાં ચરિત્રો પણ ઉત્તમ હોય છે. ધર્મ.

## પાઠ ૧૯ મો. ઉદ્યમનું બળ અને કર્મનું અંધારૂં.

ઉદ્યમ=(उत्+यम्+अ) મહેનત.
કર્મ=નસીબ.
અંક=પ્રકરણ, વિસ્તાર.
પ્રોઢો=(प्र+वह्+घ) પ્રોઢ. મોટો,
ગલથુથી=ગોળનું પાણી, બાળકને જન્મતાં વખતથી ધવરાવતાં સુધી પાવામાં આવે છે તે.
ધેનુ=ગાય.
ક્ષુધ=ક્ષુધાપણ (क्षुध्+अ) જાણવું.
પંચામૃત=(पञ्च+अ+मृत) પાંચ વસ્તુઓ અમૃત કહેવાય છે. દહી, દૂધ, ઘી, માખણ; છાશ.
મંદિર=ઘર.
તરૂકલ્પ=કલ્પતરૂ, ઇચ્છીત વસ્તુ આપે એવું ઝાડ.
રસકસ=રસ અને કસવાળી વસ્તુઓ
કણ=અનાજ.
કર્મવંત=કર્મવાળા.
અધરકે=છાશ નાખી મેળવવું તે.

| | |
|---|---|
| ઘૃત=ઘી. | રંગ=શોભા. |
| સ્યામશરીર=શ્રીકૃષ્ણ. | વૈકુંઠરાય=પરમેશ્વર. |
| અર્થ=પૈસો. | વૃષ્ટ=(वृष्+त) વરસેલું જળ. |
| આભૂષણ=(आ+भूष्+अन) શણગારનું તે, ઘરેણાં. | ધૂમ્રપાન=હુણીધખાવવી તે (धूम्र+पा+न) |

(૧) ઉદ્યમ રાજા સમાન છે, અને તેની આગળ કર્મ રંક સમાન છે. તે બાબતનું પ્રકરણ હું તમારી પાસે વર્ણવું છું, તે તમે તમારા મનનો અહંકાર છોડી દઈ તમારૂં હૃદય ખોલીને જુઓ.

(૨) જે માણસ ઉદ્યમ એજ ભાગ્ય છે એવું માને છે તે કુડ કપટ ને તરત જ જોઈ શકે છે. (માટે નીચેની વાત પરથી ઉદ્યમ શ્રેષ્ઠ છે તે સાબિત કરે છે) ઇશ્વરે પ્રથમ નગ્ન શરીર ઘડયાં તે ધીરજવાળા મનુષ્યોએ ઉદ્યમથી ઢાંકયાં.

(૩) તે જન્મેલ બાળકની મા પ્રથમ જ ઉદ્યમ કરવા તૈયાર થાય છે, અને પોતાના બાળકને મોટું કરવા ગળથુથી પાય છે, અને મોટો થયે જે કુળમાં તે અવતર્યો હોય તેવો જ તે ઉદ્યમ કરે છે.

(૪) હવે ઉદ્યમની બીજી રીત કહું છું તે સાંભળો, ઘરમાં ઘણી ગાયો બાંધી હોય, તેને ઉદ્યમી દૂહે તો દૂધ મેળવી શકે, પણ કર્મ પર આધાર રાખી ડહાપણ ચલાવી બેસી રહે તો શું મેળવે ?

(૫) તે દૂધમાંથી પંચામૃત નીપજે છે, જો ઉદ્યમ કર્યા વિના ફક્ત કર્મ પરજ આધાર રાખે તો શું ખાય ? જ્યારે ઇશ્વરે આ સૃષ્ટિ બનાવી ત્યારે મેડી અને મંદિર કાંઈ ન હતું, પણ માટી, ચુનો, અને લાકડાં ઘણાં હતાં તે બધાંમાંથી ઉદ્યમીઓએ ઘર બનાવ્યાં.

(૬) કપાસીઆ વાવીને કપાસ ઉગાડે, અને તેમાંથી રૂ કહાડે અને તેનું વસ્ત્ર બનાવે; પણ જો ઉદ્યમ કરે નહિ તો બધા કર્મીને, (કર્મ પર આધાર રાખનારા) નાગા ફરવું પડે.

(૭) જ્યારે પૃથ્વીને ખેડીને ધાન્યને વાવે છે, ત્યારે તે ઉદ્યમ કલ્પવૃક્ષ સમાન થાય છે, અને જ્યારે તેમાંથી રસકસ વાળી વસ્તુ અને અનાજ મહેનત કરીને પકવે છે ત્યારે 'કર્મવંત' મોજમજાહથી જીવી શકે છે.

(૮) પ્રથમ તલ નીપજે, પછી તેને ઘાણીમાં પીલે, અને તે તેલમાં વાટ નાખીને સળગાવે તો જ દીવો થાય. એ પ્રમાણે દરેક સ્થાને ઉધમનું જ જોર છે. અને, ફક્ત એકલા કામ પર આધાર રાખે તો ઘોર અંધારૂં જ રહે છે. (મતલબ કાંઈ પણ દહાડો વળતો નથી.)

(૯) ઘરની અંદર જાતજાતનાં અનાજ ભર્યાં હોય, પણ તેને રાંધ્યા વિના પાકતાં નથી, દૂધને મેળવીને જ્યારે તેનું દહીં થાય છે, અને તે પછી જ્યારે તેને વલોવે છે ત્યારે જ તેમાંથી ઘી નીકળે છે.

(૧૦) જમીનની અંદર પાણી છે પણ તે કઈ જગાએ છે તે તો પરમેશ્વર જ જાણે છે તો પણ ઉદ્યમીઓ મહેનત કરીને કુવો ખોદે છે ત્યારે જ કર્મવંત પાણી પીએ છે.

(૧૧) પૈસા ખરચીને સોનું લાવીએ તેને ભરી મેલીએ તો પહેરવાના કામમાં આવે નહિ, પણ જો તેનાં ઘરેણાં કરાવીને પહેરે ત્યારે જ કર્મી માણસોનાં શરીર શોભે છે.

(૧૨) ઘરની અંદર કોઇ નોકર હોય તો તે લુગડાં લાવીને પાસે મેલે, પણ જો પહેરનાર ઉઠીને ઉંચો નીચો થાય નહિ તો તે લુગડાં પહેરી શકાય નહિ.

(૧૩) સોનું રૂપું વગેરે જે સાત ધાતુઓ છે, તેની ઘણી વસ્તુઓ (ઘરેણાં) થાય છે. ઉદ્યમી માણસો તેના પર કામ કરીને તેના ઘાટ ઘડીને જુદાં જુદાં નામ આપે છે.

(૧૪) હવન, હોમ વગેરે ક્રિયાઓ પણ ઉદ્યમથી જ થાય છે, અને તેથી પરમેશ્વર સંતોષ પામે છે. વળી જ્યારે મેઘરાજા ભારે વરસાદ વરસાવે છે, ત્યારે જ આ સઘળી દુનિયા જીવે છે.

(૧૫) મહાન ઋષિઓ તથા તપસ્વીઓનાં ટોળાં પોતાના હાથથી જ ઇશ્વર પૂજા કરે છે, તથા ધૂણી ધખાવી તેમાં મોટો ધર્મ માની આતાપના લે છે, ત્યારે જ તેમનું કર્મ જોરાવર થાય છે. વળી પુણ્ય કર્યા વિના કોઇ માણસ કાંઇ પામતું નથી, એમ આપણે કહીએ છીએ પણ તે પુણ્ય ઉદ્યમથી જ થાય છે, એમ આપણે જોઇ શકીએ છીએ.

## પાઠ ૨૪ મો ચોમાસામાં વન વર્ણન.

નકીબ=નેકી પોકારવી, છડીપોકારવી.
સંધું=બધું.
હીલે=હાલે.
ગંભીર=ગરવું.
વર્ણું=કહું, વખાણું. (वर्ण् પરથી)
વૃક્ષાદિ=(वृक्ष+आदि) વૃક્ષ વગેરે.
સ્વસ્તિ=કલ્યાણકારી.
ઘોર=ભયંકર.
ગરજન થકી=ગર્જનાથી, કાટકાથી.
રાન=જંગલ.
તડૂકે=ત્રાડ મારે.
ત્રાસે=બીકથી. (त्रास्=બીવું)
પ્રવાસી=મુસાફર. (प्र+वस्+अ=પ્રવાસ+ઇ.)
લવ=જરા.
ઉત્પાત=(उत्+पत्+अ) તોફાન.
સચ્ચિદાનંદ=પરમેશ્વર, (सत्+चित्+आनंद) મનની અંદર જેને ખરો આનંદ છે તે (બહુવ્રીહિ સમાસ.)

અજ્ઞો=અજ્ઞાની, (અ+જ્ઞા+અ) અજાણ.
સુજ્ઞ=સારા જાણકાર, ડાહ્યા.
રંગ=આનંદ.
વીજે=વીજળી.
કરાળ=ભયંકર, બિહામણું.
મરાળ=સિંહ
નર્તન કરે=નાચે.
દાદુરા=દેડકા.
કુંજ માંહે=કુંજારમાં, વનસ્પતિ ઉગેલ હોય તેવી જગ્યામાં.
મચે=ભરાઇ રહે.
રમ્ય=(રમ્+ય) સુંદર.
અન્યકર્તા=બીજા કરતાં.
નવનવા=જુદી જુદી જાતનાં.
નચંતો=નિશ્ચિંત.
જંગાલી=જંગલની.
લીલા=ખુબી, આનંદ.
આછાજ લીલા=થોડા લીલા.
અભ્ર=વાદળાં.
ઝુંડ=જથા.
વા-અથવા.
ધૂમ્રગોટા=ધુમાડાનો ગોટો.
સિંધુ=સમુદ્ર.
નભ=આકાશ.

(૧) કાગડાઓ નેકો પોકારીને કહે છે કે ચૂપ રહો, ચૂપ રહો; હવે વરસાદની તૈયારી છે, કારણ કે પવન વાતો નથી અને બધું જંગલ શાંત, સારૂં અને ગંભીર દેખાય છે, એવામાં જ મેઘરાજા એકદમ પધાર્યા. અરે ! તેની શોભાનું શું વર્ણન કરૂં ! તેને વૃક્ષ, વેલા વગેરે હોંશથી નમ્યા અને કલ્યાણ કલ્યાણ એવા શબ્દોનો પોકાર કર્યો.

(૨) અરે ! કેવો ઠંડો પવન અતિશય જોરથી આવે છે ! અહા ! ! વળી કાળી વાદળી પણ બહુ ઝડપથી આવે છે, અને વળી ભયંકર આકાશ કેવું પડું પડું કરે છે ! ! અને તે સાથે વરસાદ પણ મોટી મુસળધારમાં તૂટી પડયો.

(૩) ચોમેર વીજળી ઉપરાઉપરી ચમકે છે, અને ગર્જનાથી આખું જંગલ ગાજી રહે છે. વળી વાઘો અને સિંહો પણ મોટી ગર્જના કરે છે, અને મોટાં મોટાં ઝાડો પડે છે; આ બધું જોઇને બીકથી પહેલી જ વખત મુસાફરી કરવા નીકળેલો મુસાફર તરત મરણ પામે છે.

(૪) યોગી પુરૂષો તથા મારા જેવા બીજા લોકો જેને ઘણાં જ દુ:ખો પડેલાં છે, તેઓ આવા ગાંડા તોફાન જોઇને જંગલમાં પણ જરાએ બીતા નથી. પણ ઉલટા યોગીઓ તો હર્ષથી પરમાત્માનું ચિંતન કરે છે, ત્યારે અણસમજુ દુ:ખી માણસો મૃત્યુને ઇચ્છે છે અને સમજુ ડાહ્યા માણસો આ બધો દુનિયાનો રંગ જુએ છે.

(૫) આ ભડાકા અને કડાકા ગડગડ કરી ગડગડીને ચાલ્યા જાય છે, અને પછી પવન ખુબ તડાકાથી વાય છે અને સાથે વીજળીઓ પણ ચમકે છે. તથા વરસાદ પણ પૂરજોરમાં પડે છે. જંગલમાં વાંસડાઓ અફળાઈ તડતડ અવાજ કરે છે, અને તેથી આખું વન ભયંકર દેખાય છે. ને તે વખતે સિંહો ઓથો વિના સરોવરના કાંઠે ગર્જના કરે છે.

(૬) પહાડ પર મયુરો ઉંચા અવાજે કરીને થનથન નાચે છે, આંબાની ડાળો પર કોયલો બહુ જ ટહુકા કરે છે, દેડકાઓ સરોવરમાં અથવા ખાબોચીઆમાં બોલતા અને કૂદતા જણાય છે. અને અધીરા ચાતક પક્ષીઓ પાણી પીએ છે તો પણ પય પય કરતા અવાજ કર્યા કરે છે.

(૭) આખા વનની કુંજારમાં પાણી પાણી થઇ રહે છે, અને પહાડની જમીન ધોવાઇને સાફ થવાથી ચકચકિત જણાય છે. પછી

ત્યાં ઠંડી, મીઠી અને મનપસંદ હવા વાય છે, અને એ હવાથી તથા સુંદર પાણીથી દર્દી માણસોનાં દર્દોનો નાશ થાય છે.

(૮) ખેડુતો શરીરપર વરસાદ પડતો સહન કરીને ખેતરમાં કામ કરે છે, કારણ કે તેઓને બીજા કરતાં શરદી અને ગરમી બહુજ ઓછી થાય છે. (ખેડુતો શરદી તથા ગરમી સહન કરી શકે છે.) અરે ? ચોમેર જુદા જુદા રંગના જંતુઓ જોઇને મારૂં નિશ્ચિંત મન સમજણથી ડહાપણવાળું થાય છે.

(૯) પહાડો એક લીલા જંગાલી રંગના, વળી કોઈ ધુમરથી ભુરા રંગના તો કોઇ આછા લીલા રંગના થઇ જવાથી બહુ સુંદર દેખાય છે. વળી તે પર્વત પર ચઢી જ્યારે ઉંચે જોઉં છું ત્યારે રંગબેરંગી વાદળાં દેખાય છે, અને નીચે જોઉં છું તો જુદા જુદા રંગના ઝાડના જથ્થા ખુબ ખીલી રહેલા જણાય છે.

(૧૦) ઘણા જ પવનથી આડી જતી વરસાદની ધાર ઉંચેથી જોતાં ધૂળ ઉડતી હોય તેવી અથવા તો ધુમાડાના ગોટા જેવી જણાય છે. તથા વળી દરીઓ, પહાડો, ઝાડો, આકાશ એ બધાં એક રંગનાં થઈ ગયાં હોય તેવાં જણાય છે. અને માટી રાતી અને ભીની તથા ઘાસ લીલાં રંગનાં ભીનાં દેખાય છે.

## પાઠ ૨૮ મો. નળનો વિલાપ અને કર્કોટક નાગ.

નળ=નૈષધ દેશ જેને હાલ બિહાર કહેવામાં આવે છે તે દેશનો રાજા. એ સત્યવાદી તથા દયાળુ હોવાથી પુણ્યશ્લોક કહેવાતો.

વિલાપ=(वि+अप्+अ) મોટેથી રડવું તે.

વિવિધ=જુદીજુદી જાતનો

વ્યાકુળ=(वि+आकुल) વિશેષ ગભરાએલું

અવની=પૃથ્વી.

આપ=પોતાનું શરીર.

વામા=સ્ત્રી, સ્ત્રીને વામાંગી કહેવામાં આવે છે.
વૈદર્ભી=વિદર્ભ દેશના રાજાની કુંવરી એ દેશ હાલ વરાડ કહેવાય છે.
રામા=સ્ત્રી.
અવધ્ય=અવધિ, હદ.
કોકિલાસ્વરી=કોયલ જેવો જેનો મધુર કંઠ છે તે, (બહુ વ્રીહિ સમાસ.)
વીખવાદ=(विष+वद्+अ) ઝેરથી બોલવું તે, લડાઈ.
વિશ્વમોહિની=(विश्व+मोहिनी) દુનિયાને મોહ ઉપજાવનારી.
સૃષ્ટિદોહિની=(सृष्टि+दुह्+इनी) સૃષ્ટિનું સત્ત્વ.
વિરહિણી=વિયોગ પામેલી.
વલ્લભ=વહાલો, ધણી.
દુર્લભ=(दुस्+लभ्+अ)મળવું મુશ્કેલ.
પિયુના પ્રાણ=ધણીને અતિ વહાલી.
રૂદન=રોવું તે.
ધર્ણ=પૃથ્વી.
નિરવાટ=રસ્તા વગરનું.
ભૂસ્યાં=ભૂસી નાખ્યાં.
મોહધારણ=મોહ ઉત્પન્ન થયો તે.
કર્મકારણ=કર્મ સંયોગે.
વિલપે=રૂદનકરે.
કલપે=કલ્પાંત, આક્રંદ કરે.
કબુધ=(क+बुध) નઠારી બુદ્ધિ.
ભાવી=ગમી.
દ્રોહ=દગો.
દારૂણ=ભયંકર.
કરાડ=ટેકરા.
કોતર=ગુફા.
સહીના=સિંહના.
સદ્દ=સદ્ય, ઝટ.
દોહેલે=મુશ્કેલીથી.
ગજગામી=(गज+गामिनी) હાથણી જેવી જેની ચાલ છે તે.
નિરમુખ=નિરાશ.
સ્વયંવર=(स्वयम्+वृ+अ) પોતાની મેળે વરવું (પરણવું) તે.
લોહ=લુછીનાખ.
પ્રેમજળ=પ્રેમ સાંભરવાથી આવેલાં આંસુ.
ધાયો=દોડયો.

દવાડા=દવ, દાવાનળ.
વ્યાળ=સર્પ.
દયાસિંધુ=(दया+सिंधु) દયાનો સમુદ્ર. (છ. તત્પુ.)
દીન બંધુ=(दीन+बंधु) ગરીબનો બેલી
વરદાન=વચન (वर+दान)
પ્રાણદાન=જીવ બચાવવો તે.
જોજન=ચાર ગાઉ.
પ્રાણ=જીવ, પ્રાણી.
વિપ્રવાચા=બ્રાહ્મણનાં વચનો (वच्=બોલવું)
વૈદર્ભીકાંત=વૈદર્ભીનો ધણી, નળરાજા.
દાધો=દાઝયો..
સબળ=(स+बळ) બળવાન.
વૃત્તાંત=(वृत+अंत) હકીકત.
પરિતાપ=(परि+तप्+अ) દુઃખ.
શાપ=કોઇનું બુરૂં થાય તેવું વચન.

(૧) (નળ અને દમયંતીનો વિયોગ થવાથી) નળરાજા બહુ રૂદન કરી આંખોમાં પાણી ભરે છે. અને શરીર આકુળ વ્યાકુળ કરી પૃથ્વી પર પછાડે છે. (અને બોલે છે કે)

(૨) ગરીબ વૈદર્ભી એકલી વનમાં બીકથી ફાટી મરશે, અને હવે તે જીવી શકશે નહિ.

(૩) હવે ફરી તે કોકિલા સ્વરી મળી શકશે નહિ, અરે ! શા માટે, વિખવાદ ઉત્પન્ન થયો ! હે મનગમતી દમયંતી તું બોલ, એમ નળરાજાએ સાદ પાડવા માંડયા.

(૪) હે વિશ્વ મોહિની, સૃષ્ટિ દોહિની, સુજાણ સુંદરી, વલ્લભ વિરહિણી, દર્શન દુર્લભ, પિયુના પ્રાણ તું બોલ.

(૫) વનમાં ચોમેર ભટકતો અને રૂદન કરતો દમયંતી ચાલ્યા નો રસ્તો જોતો હતો, પણ કળીએ પૃથ્વી પરનાં તેનાં પગલાં ભૂંસી નાંખીને આખું વન પગલાં વગરનું કરી મૂકયું હતું.

(૬) રાજા વડની ડાળ પર ચડીને જોવા લાગ્યો, અને દમયંતી ન દેખતાં કપાળે હાથ દઇને હૃદય, ફાટ રોવા લાગ્યો અને બોલવા લાગ્યો કે નશીબના યોગથી આવો ખોટો મને મોહ થયો.

(દમયંતી પર માછલાં ખાઇ જવાનો ખોટો વહેમ પડેલો તે મોહ થયો જણાવ્યો છે)

(૭) નળ રાજા ઘણું કલ્પાંત અને રૂદન કરે છે, અને પૂર્વના સુખ તથા સ્નેહ સંભારે છે. અને કહે છે કે મારા મનમાં કુબુદ્ધિ ત્રસી કે જેથી મેં તેને અન્યાયથી દગો દીધો.

(૮) વળી રૂદન કરતાં બોલે છે કેઃ—વનની અંદર અજગર, વાઘ, વરૂ અને નાગ ફરે છે તેથી, તે (વન) ભયંકર છે, તથા તેમાં મોટા ટેકરા તથા મોટી ગુફાઓ છે અને તેની અંદર સિંહો ભયંકર અવાજ કરી રહ્યા છે. આથી તે સ્ત્રી એકદમ ફાટી મરશે.

(૯) દેવો પણ જેની પાસેથી નિરાશ થઇ પાછા ગયા, એવા ગજગામિનીને હું મુશ્કેલીથી મેળવી શક્યો છું. જેથી સ્વયંવરમાં આવેલો બધો સાથ જ્યારે આ વાત સાંભળશે ત્યારે તેઓ આનંદ પામશે.

(૧૦) પણ તેનાં રૂદન કરતી આંખો કોણ લુછે? એવામાં હે નળ રાજા? પ્રેમ જળ લૂછી નાખી મને છોડાવ, અને બળતામાંથી બહાર કાઢ એવો મોટો અવાજ સાંભળ્યો.

(૧૧) રૂદન કરી કરીને જાણે ઘાંટો બેસી ગએલો હોય નહિ! એવો સ્વર સાંભળી પોતે પોતાની રાણી જાણીને હોંસમાંને હોંસમાં જેની તરફથી સ્વર આવતો હતો તે તરફ વીરસેન રાજાનો કુંવર નળ રાજા દોડયો.

(૧૨) ત્યાં મોટો દાવા નળ લાગેલો હતો, અને તેમાં મોટો નાગ બળતો હતો, તે હે ગરીબના બેલી દયાના ભંડાર નળરાજા; મને કાઢ એવા બરાડા પાડતો હતો.

(૧૩) અગ્નિ દેવના વરદાનથી તે અગ્નિ મંત્ર જાણનાર નળ રાજા તે દવમાં પેઠા, ત્યાં નાગ તેને પગે લાગ્યો અને કહેવા લાગ્યો કે હે ગુણવાન મને પ્રાણદાન આપ, હું પણ તને કાંઇક ઉપકાર કરીશ.

(૧૪) નળ રાજાએ ઝેર ચડવાથી ન બીતાં ચાર ગાઉનો લાંબો સર્પ લઇ ખાંધ પર ચઢાવી બહાર લાવીને મૂકયો, જેથી તે જીવ (સર્પ) શાંતિ પામ્યો.

તે નાગને જાણાયું કે વિપ્ર વાચા મુજબ ખરેખરા પુણ્ય શ્લોક (વૈદર્ભીના ધણી) મને મળ્યા; પછી નળ રાજાએ પૂછયું કે હે નાગ! તું શી રીતે દવમાં પડયો તે બધી હકીકત મને પ્રથમથી માંડીને કહે.

(૧૬) હે ભાઇ તું ઘણું જ દુઃખ પામ્યો છું, અને તું કોણ છે તે વૃત્તાંત મને કહે. સર્પ કહે હે રાજા? તમે સાંભળો મને ઋષિનો શ્રાપ લાગ્યો હતો તે બધી હકીકત કહું છું.

## પાઠ ૩૨ મો. સુરત શહેરનું વર્ણન

તુજ=તારા.
સુનાની=સોનાની.
બેહાલ=ખરાબ હાલત.
સુરત=સીકલ, ચહેરો.
બાંકી=બંકડી, ફાંકડી.
કુંદન=સોનું.
કથિર=કલાઇ.
કુવા=ખાડા.
નીરાસે=નિરાશામાં.
કારમું=નવાઇ ઉપજાવે તેવું.
ખમાં=આકાશમાં.
ધુપ=અગ્નિ.
સુરખી=તેજી.
દુઃખદ=દુઃખ દાયક.

હે સુરત ! તું જે સુવર્ણની મૂર્તિ જેવું શોભાયમાન હતું, તેના આવા; તારા; શા હાલ થયા ! અરેરે ! તારી પૂરેપૂરી ખરાબ દશા થઇ, અને આજે તારી સીકલ ખરેખર રડતી માલૂમ પડે છે.

અરેરે ? તું બંકડી પ્રથમ ખુબ હસી. પણ અંતે તું રડી, અને પ્રથમ ખુબ ચડી પણ અંતે પડતીમાં આવી. અરે !? જેવી સોનામાં મણિ જડી હોય અને શોભે તેવી શોભિતી આજે તું અથિર કરતાં પણ ઝાંખી પડી ગઇ.

(૩) જેમ કંચનમણિનો દેવ કડકા થઇને વેચાય તેમ તારો કોમળ દેહ ભડકામાં વેચાયો. (સુરતમાં આગ લાગવાથી તેનો નાશ થયો.)

(૪) તારી આંખો જે ચળકાટ મારી રહેલી હતી, તેને બદલે તેમાં અત્યારે કયાંથી ફુલાં પડયાં, અને ગાલો ભરાઉ અને શોભિતા હતા તેમાં આ ખાડા પડયા ?? તેથી શા માટે તું શરમાય છે ?

(૫) જે હોઠ લાલ અને ઠરેલા હતા, તે આજ ફીકા અને કાળા પડયા તથા ધ્રુજવા લાગ્યા; અને દાંત પણ તણાતી હાલતમાં જણાય છે. આ બધા મરણના ચાળા જણાય છે.

(૬) સારૂં અણીદાર નાક ચાઠાંથી બેસી ગએલું દેખાય છે, અરે રે ? આ પ્રમાણે થવાથી હિંદની પશ્ચિમ દિશાનું નાક ગયું, અને નિરાશાથી તારૂં મોઢું નીચું પડી ગયું.

(૭) અરે ? જે સુરતનું મોઢું સુરજ જેવું તેજસ્વી હતું તે ડરામણું અને ફીકું પડી જવાથી ઘુવડ જેવું બની ગયું.

(૮) તારૂં આકાશમાં પૂર્ણિમાના ચંદ્ર જેવું ગૌરવર્ણું, અને નવાઇ જેવું રૂપ હતું, તે અગ્નિ વેઠતાં (સળગતાં) અમાવાસ્યાની રાત્રિના અંધારા જેવું થઇ ગયું.

(૯) અરેરે ? ચડતીમાં જે તારા શરીર, પર લાલ સુરખી ઉડી રહેતી હતી, તેના પર આજે પડતી અને દુ:ખદ હાલતમાં ધૂળ ઉડે છે ! !

## સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણનો દેખાવ.

સહસ્રલિંગ=(सहस्र+लिंग=महादेवनां બાણ) જેમાં શિવનાં હજાર દહેરાં હોય તે.

સાંભુ સૂતું=નાશ પામ્યું.

રાણી વાવ=મીનળદેવીએ બંધાવેલી વાવ.

હાડ=શરીર, હાડકાં.

બુરજ=થાંભલા.

હાવાં=હમણાં.

પુરાણી=જુની.

હાલ=સ્થિતિ, દશા.

પૂત=પુત્ર

નયન ભીંજ્યાં નહિ જળમાં=આંખમાં આંસુ ન આવ્યાં હોય.

નિર્મળ-(निर्+मल)=ચોખ્ખું, મેલવિનાનું.

સરિતા=નદી (सृ=सरकवुं, वहेवुं) સરકતી, વહેતી.

કુમારી સરિતા=જે નદી સમુદ્રને ન મળતી હોય તે.

સ્વરૂપે=રૂપે.

સ્મિત કરી=મંદ મંદ હસી.

આલિંગન=હર્ષથી બાથ ભીડવી તે.

તુંપે=તારા સાથે.

સુચવતી=જણાવતી.

મનુજકૃતિ=(मनु+ज) મનુ પરથી અવતરેલા, (મનુષ્યો)(कृ+ति):કામ; મનુષ્યનાં કામો.

છુઝવતી=ઢાંકતી.

પ્રેમ સરિતપૂર=પ્રેમ રૂપી નદીનું પૂર

અણખૂટયું=ખૂટયા વગર.

છો=ભલે.

વિભવ=વૈભવ, આબાદી.

પર્વતશૃંગ=પર્વતની ટોચ.

મદભરીઓ=અહંકારથી ભરેલો

અમર(अ+मृ+अ) મરે નહિ તેવી.

ગળે=ખાઈ જાય, ગળી જાય.

યુગ=જુગ, જમાનો.

(૧) આ ઠેકાણે મોટું સહસ્રાલિંગ તળાવ, અને જુનું પાટણ શહેર હતું; જે પાટણ શહેરનો હમણાં નાશ થઇ ગયો છે; વળી રાણીએ બંધાવેલી વાવ પણ આ જગાએ હતી, તનાં પણ હાડકાં (ખંડિયેરો) અહીં પડેલાં છે, (મતલબ તેનો પણ નાશ થયો છે.) અને તેના તથા પાટણના મોટા મોટા થાંભલાઓ અહીં માટી સાથે મળી ગયા છે.

(૨) આ પ્રમાણે હવે નામ દઇ દઇને ફકત વાતો જ કરવી રહી. કારણ કે હે જુની પાટણ નગરી ? અરેરે ? તારી હાલત હાલ આવી થઇ ગઇ છે? ગુજરાતની ભૂમિનો કોઇ પણ મનુષ્ય એવો કોણ હશે કે જે આ સ્થળે ઉભો રહેતાં જેની આંખોમાં પાણી નહિ આવતાં હોય ? (મતલબ દરેકને આંસુ આવશે.)

(૩) પેલી કુમારી નદી (સરસ્વતી) ચોકખું પાણી લઇને વહે છે, અને તે ઘેલી થઇ તેની પાસે લાડમાં વહેતી, પણ શરમાઇને પાસે ધસીને નાસી જાય છે. ખરેખર ! જો કે ઇશ્વરની કૃપા તારા પરથી વહી ગએલી છે, તો પણ આ નદી તારી સાથે મંદ હાસ્ય કરી હેતથી તને આલિંગન આપે છે.

(૪) જો કે કાળની ગતિ મનુષ્યની કૃતિનો નાશ કરે છે તોપણ હે પાટણ ! એ નદી તારા તરફ દયા ધરતી હોય એમ બતાવે છે. અને જણાવે છે કે ભલે તારાં ધન અને વૈભવ લૂંટાઇ જાય, પણ મારૂં પ્રેમ રૂપી પૂર તારી પાસે અણ ખૂટયું વહેશે, અને મારૂં ઝરણ તારી પાસેથી કોઇ લૂંટી શકશે નહિ.

(૫) માણસો પર્વતોનાં શિખરો તોડી તેમાં મોટા મોટા રસ્તાઓ બનાવી અહંકારમાં મહાલે છે, અને માને છે કે મારાં કામો અમર

રહેશે, પણ કાળ વખત જતાં તેનો નાશ કરે છે. પણ મારૂં શરીર ઇશ્વરે પાણી પોચું અને કોમળ બનાવ્યું છે. તે તો તારા તરફ તેવું ને તેવું સદાકાળ (ચિરંજીવ) રહેશે.

## પાઠ ૩૬ મો. જ્ઞાન મેળવવા વિષે.

જ્ઞાન=(જ્ઞા+અન) જાણવું તે.
વિવેકની=ડહાપણની.
ઉચ્ચાર=બોલવું તે બોલ.
ભવ=જીંદગી.
જ્ઞાનગર્થ=જ્ઞાનરૂપી પૈસો.
ગાઠવો=રાખો, મેળવો.
પાઠનો=ભણતરનું જ્ઞાન મેળવવાનો (પઠ્+અ) ભણવું તે.
જીવ જોડી=ધ્યાન દઇ.
મનનકરી=વિચારી (મન્+અન) વિચારવું.
અવસરથકી=વખતથી.
આગળે=આગળ, પહેલાં.
ઉઠાવ=ઉપાડ, વધારો.
કરતાર=પરમેશ્વર.
પ્રભુપદ=ઇશ્વર સંબંધીતું.
જનકૃત=માણસે કરેલાં.
સુપેર=સારી રીતે.
ઘેર=ઘેરાવો.
તરણ=તરખલાં.
ઓપે=ઓપ ચડાવે, શોભાવે.
રૂચરાખીને=હોંશ રાખીને, પ્રેમ રાખીને.

(૧) હે ભણનારાઓ ? તમે આ વિવેકની વાત વાંચો અને વળી તે વાંચીને જુદા જુદા વિચાર કરીને સારા ગુણો તેમાંથી શોધી કહાડો.

(૨) હે ભણનારાઓ. તમે ભણતર ભણ્યા (નિશાળે ભણ્યા) એટલે ભણી રહ્યા એવા ઉચ્ચાર કદી પણ કરશો નહિ.

(૩) કારણ કે તમે ભલે આખી જીંદગી ભણ્યા કરો, તો પણ ભણતરનો પાર પામી શકો જ નહિ.

(૪) હે ભણનારાઓ ? તમે જ્ઞાન રૂપી પૈસા, અને સદ્ગુણો મેળવો; કારણ તે મેળવવાં એ તો આપણી એક ફરજ છે.

હે ભણુતારાઓ ! તમે દરેક વખતે અને દરેક સ્થાનમાં પોતે જાતે એક અભ્યાસ જ કરીને સારા ગુણો શોધો.

(૬) તમે જેમ જેમ તેમાં ધ્યાન લગાડશો, અને બરાબર તેનો મનમાં વિચાર કરશો તેમ તેમ સારા ગુણો શોધી શકશો.

(૭) એ વખતે આપણો આત્મા જે જે કાંઇ કામ કરે તે તે બરાબર તપાસો અને સારા ગુણો શોધો.

(૮) એ વખતથી આગળ (પહેલાં) જે જે બીજા બનાવો બનેલા હોય તે તે તપાસીને જુઓ, અને એથી તમારી અક્કલમાં વધારો થશે. અને તેથી સારા ગુણો શોધી શકશો.

(૯) તમે શરીરના સાંધાઓનો અને શક્તિનો તથા વળી આ દુનિયાનો વિચાર કરશો તો સારા ગુણો શોધી શકશો.

(૧૦) પરમેશ્વરે કેવી યુક્તિથી અને શા કારણથી શરીર બનાવ્યું છે તે વિચારીને સારા ગુણો શોધો.

(૧૧) પ્રથમ આપણું મન ઓળખો, અને પછી જો કોઇ બીજો માણસ આપણી પાસે આવે તો તેમાંથી સારા ગુણો શોધી કાઢો.

(૧૨) એ માણસ સારો છે કે નઠારો છે, સમજુ છે કે અણુ સમજુ છે, આનંદમાં છે કે દીલગીરીમાં છે તે જાણો. અને સારા ગુણો શોધો.

(૧૩) જીવે માણસના જે જે ગુણો જાણવાના છે તે જાણીને તેમાંથી સારા ગુણો શોધો.

(૧૪) દુઃખ અને દુર્ગુણને દૂર કરીને અક્કલ લ્યો, અને બીજાને આપો અને સારા ગુણો શોધો.

(૧૫) એ બધા પછી પ્રભુનું સ્થાન મેળવવાનું જે અગત્યનું જ્ઞાન છે તે મેળવો અને સારા ગુણો શોધો.

(૧૬) એજ પરમાત્માએ આપણા પર દયા કરીને આપણને શું શું દાન દીધું છે એ તપાસો અને સારા ગુણો શોધો.

(૧૭) માણસે કરેલાં જોઇને પછી પ્રભુએ કરેલાં કામો સારી રીતે તપાસો અને સારા ગુણો શોધો.

(૧૮) પહાડ, પત્થર, વન, પ્રાણીઓ અને ઘણા તારાઓનો ઘેરાવો જુઓ અને સારા ગુણો શોધો.

(૧૯) સુરજ, અને ચંદ્ર એ બધાને જોવાથી ઇશ્વરની શક્તિના હજારો વિચારો આવે છે. એ વિચારોમાંથી સારા ગુણો શોધો.

(૨૦) ફક્ત તરણાંઓમાં, ફળમાં, અને ફુલ જેવામાં પણ ઇશ્વરે ઘણી કળાઓ વાપરી તેમને શોભાવેલ છે, તેમાંથી પણ સારા ગુણો શોધો.

(૨૧) વળી તે બધાંનો જેમ જેમ વિચાર કરશો તેમ તેમ અધિક અધિક બુદ્ધિ આવશે; માટે તે બધાંમાંથી સારા ગુણો શોધો.

(૨૨) દલપતરામ કવિ કહે છે કે તમે પ્રેમથી એવું સારૂં ભણતર ભણો અને સારા ગુણો શોધો.

## પાઠ ૪૦ મો. સૂર્યોદય.

સૂર્યોદય=(सूर्य+उत्+अय्+अ) સૂર્યનું ઉગવું.

પ્રાચી=પૂર્વ.

નભ=આકાશ.

રક્ત=રાતો.

પ્રતાપી=પરાક્રમી.

વિતર્ક=(वि+तर्क) વધારે વિચાર, કલ્પના.

રવિસ્વારી=સૂર્યની સ્વારી.

ધાતી=(धा=ધાવું) દોડતી.

ધરા=(धृ=ધારણ કરવું) પૃથ્વી.
પ્રતિબિંબ=છબી.
ડમાક=ડોળ.
ઉદ્યાચળ=(उदय+अचल) સૂર્ય પૂર્વ દિશામાં ઉગે છે, તે દિશામાં આવેલો પર્વત.
બિછાવી=પાથરી.
આદર્શ=(आ+दृश्+अ) અસલ પરથી નકલ, પ્રતિબિંબ.
બિંબ=તેજ.
દશેદિશા=ચાર દિશા, ચાર ખુણા, આકાશ અને પાતાળ.
સંગ્રામ=લડાઈ
તાતે=તીખો, ઉગ્ર.
અંધેર=ગેરબંદોબસ્ત.
પ્રણામ=(प्र+नम्+अ) નમવું, નમન.
ઈષ્ટ=(इश्+त) ઇચ્છેલો, વહાલો દેવ.
મહીરૂપી=પૃથ્વીરૂપી.
મૃણ્મય-(मृत+मय) માટીનું.
લગ્ન=(लग्+न) જોડાવું, સૂર્ય સાથે જોડાવું તે બાર રાશિઓ.
અંગીઠું=ધાતુ ગાળવાનું કુલડું.
દ્વાદશલક્ષ=બારલાખ.
છોટો=નાનો.
મોટાઇ=મોટાપણું.
ભાનુ=સૂર્ય.
પસરાય=ફેલાય.
નૂર=તેજ.
વ્યાપે=(वि+आप्) ફેલાય.
લઘુ=નાનો.
વિદેશી=(वि+देश+ई) પરદેશી.
સુજાણ=ડાહ્યો,
જડ=મૂર્ખ.
અદર્શ=અદૃશ્ય, નાશ.
સેનાપતિ=સેનાનો ઉપરી.
ચમૂ=લશ્કર.

(૧) પૂર્વ દિશામાં આકાશ રાતું દેખાય છે. અને તે સ્થાને ઘણી જ શોભા થઇ રહેલી છે, જાણે કોઇ મોટો પરાક્રમી રાજા પરણતો હોય, અને આનંદથી ગુલાલ ઉડાડતો હોય એવું જણાય છે.

(૨) વળી આકાશને રતાશ પડતું જોઇને કવિ કલ્પના કરીને બોલે છે કે સૂર્યની સ્વારી એકદમ દોડતી આવે છે, અને તેથી

આ ઘણી જ રાતી ધૂળ ઉડે છે.

(૩) ત્યાં આકાશને પૃથ્વીની જે મળી જતી હદ દેખાય છે, તે ક્ષિતિજનો છેડો પણ ગણાય છે; તે પાસે દેખાય છે, પણ તેનો છેડો આવતો નથી, અને જોવા જનારા માણસો છેતરાય છે.

(૪) જેમ ખવાસનો ભપકો દેખીને અજાણ્યા તેને રાજા માની ને નમે છે તેમ અજ્ઞાની માણસો સૂર્યના પ્રતિબિંબને સૂર્ય દેવતા માને છે.

(૫) ઉદયાચળ પર આકાશ રાતું દેખાય છે, તે જાણે તેના પર જાજમ બિછાવી હોય એવું લાગે છે. હવામાં પડતું સૂર્યનું પ્રતિબિંબ જાણે તેમાં એક સિંહાસન લાવીને મૂકેલું હોય તેવું જણાય છે.

(૬) જેમ કેસરીસિંહ છલંગ મારે તેમ સૂર્ય દેવતા પણ એકદમ કૂદીને આવ્યા. અને તેથી તેમના ખરા બિંબમાં તેમનું પ્રથમનું બિંબ સમાઇ જાય છે, અને તેથી પ્રથમનું પ્રતિબિંબ જતું રહેવાથી એકજ ખરૂં બિંબ થઇ રહે છે. (ચોકખો સૂર્ય જ નજરે પડે છે.)

(૭) જ્યારે તે બિંબમાં સૂર્ય આવીને બેસે છે ત્યારે જેમ સિંહાસન પર રાજા આરૂઢ થએલ હોય, તેમ લાગે છે, પછી તેણે તેનાં કિરણો દશે દિશામાં ફેલાવ્યાં, તે જાણે લશ્કર લડાઇમાં સિધાવતું હોય એવું જણાય છે.

(૮) સૂર્ય દેવ રંગમાં રાતા દેખાય છે, અને તેથી તે જાણે ક્રોધથી પ્રચંડ થયા હોય તેવા જણાય છે, અને આ દુનિયાના માણસો માંહેનું અંધેર મટાડવાને અને પ્રજાને પાળવાને કોઇ

પ્રતાપી રાજા આવ્યો હોય એવું જણાય છે.

(૯) (સૂર્યને જોઇને) માણસો તેનો જય બોલે છે, અને મનમાં પ્રેમ લાવીને તેને નમસ્કાર કરે છે. ઘણા જેમ ગુરૂદેવને પ્રભુ જેવા માને છે તેમ સૂર્યદેવને ઇષ્ટદેવ માને છે.

(૧૦) પૃથ્વીરૂપી માટીનું કોડીઉં, સમુદ્ર રૂપી પાણી તે તેલ, અને બાર રાશિરૂપી દિવાસળીથી સૂર્યરૂપી દીવાની જ્યોત પ્રગટાણી હોય એમ જણાય છે.

(૧૧) જો દુરબીનમાંથી સૂર્યનું બિંબ જોઇએ તો જાણે બળતું અંગારું હોય તેવું જણાય છે. અથવા તો તોપના ગોળા ઉપર કીનખાબના ઘણા પાટા વીંટયા હોય એવું જણાય છે.

(૧૨) આપણી પૃથ્વીથી સૂર્ય કદમાં બાર લાખ ગણો મોટો છે, તો પણ તે છેક નાનો દેખાય છે, એ જાણવાથી એવો વિચાર આવે છે કે મોટાઓ કદિપણ પોતાનું મહત્વ જણાવતા નથી.

(૧૩) સૂર્ય આપણી પૃથ્વીથી નવ કરોડ માઇલ દૂર છે, તોપણ તેનું તેજ આપણી પૃથ્વી પર ફેલાય છે. જેને ઇશ્વર પૂર્ણ પરાક્રમ આપે છે તે રાજાનું રાજ્ય બહુ ફેલાય છે.

(૧૪) સૂર્ય પૃથ્વીથી ત્રણ લાખ ગણો તોલમાં છે, તોપણ તે એક નાનો ગોળા જેવો દેખાય છે, દૂરના રાજાનું માન રાખવાનું જેવું ડાહ્યા માણસો સમજે છે તેવું મૂર્ખ માણસો સમજતા નથી.

(૧૫) સૂર્યના આડું હવાનું પડ છે, તે થોડા જ વખતમાં અદૃશ્ય થઇ જશે, એ દેખાવ જોઇને મનમાં બહુ આનંદ થાય છે અને જાણે પડદા પાછળ ભવાયો રમતો હોય એવો દેખાવ થાય છે.

(૧૬) જેમ સેનાપતિ સેનાને ચલાવતો હોય તેમ સૂર્યમાંથી

ઘણાજ વેગથી આપણી પૃથ્વી પર પ્રકાશ દોડી આવે છે તે એક સેકન્ડમાં એક લાખ અને છાશી હજાર માઇલ કાપે છે. (તેટલો સૂર્યના પ્રકાશનો વેગ છે.)

## પાઠ ૪૪ મો, બોધ.

ગુજારે=નાખે, મૂકે.
શિરે=માથે.
જગતનો નાથ=પરમેશ્વર.
સેંજે=સહન કરજે.
પ્યારાએ=પરમેશ્વરે.
કાઝીનો=ન્યાયાધીશનો.
કોડીનો=કોડી જેટલી કિંમતનો.
જગત કાઝી=જગતમાં પંચાત કરનારો.
ઉન્મત્ત=(उद्+मद्+त) ગાંડો થએલો, મગરૂર.
સ્વાનંદે= स्व+आनंद) પોતાના આનંદમાં.
કટુવાણી=ખરાબ શબ્દ.
પરાઈ=પારકી.
મૂર્ખતા=મૂર્ખાઈ.
પ્રારબ્ધ=(प्र+आ+रभ्+त) પ્રથમથી આરંભેલું નશીબ.
નિર્મોહી=(निस्+मुह्+इ) મોહ વિના. લાલચવિના.
બાઝીગરી=હાથ ચાલાકી, કરે કાંઇને બતાવે કાંઇ.
છલબલ=દગા ફટકા.
ગ્રીવા=ગરદન, ડોક.
નિજાનંદે=( निज+आनंदे) પોતાના આનંદમાં
મસ્તીમાં=મસ્ત રહેવામાં, આનંદ કરવામાં

(૧) પરમેશ્વર તારે માથે જે દુઃખ નાખે તે તું સહન કરજે, અને તે વહાલાએ (પરમેશ્વરે) જે વહાલું ગણ્યું હોય તેને તું વધારે વહાલું ગણી લેજે.

(૨) જો, કે દુનિયાની જુઠી વાણીમાં તો દુઃખજ રહેલું છે. માટે મનમાં જરા પણ ઓછો આનંદ થવા દઇશ નહિ.

(૩) કચેરીની અંદર કાજીની કોઇ પણ ગણતરી નથી, છતાં તું દુનિયાનો પંચાતીઓ થઇને નકામું દુઃખ વહોરી લઇશ નહિ.

(૪) જગતરૂપી કાચના યંત્રથી ખરી વસ્તુ દેખાતી નથી, માટે સારા અથવા નઠારાની જરા પણ સોબત રાખીશ નહિ. ( દેખાતો સારો પણ ગુણમાં નઠારો હોય છે )

(૫) હંમેશાં શુદ્ધ અંતઃકરણથી અને શાંતિ તથા સંતોષથી રહેજે, અને અંતઃકરણની અંદરનું દુઃખ કે આનંદ કોઇને કહીશ નહિ. (મતલબ કોઇ મટાડી શકતું નથી માટે બીજાને કહ્યાથી ફાયદો થતો નથી.)

(૬) મનની અંદર ક્રોધ રૂપી વૈરી વસે છે તેને તું તરત જ છોડી દેજે. અને જે ઘડી ભલાઇની જતી હોય તેને તું ઘણી લક્ષ્મી મળી છે એમ માની લેજે.

(૭) સ્વઆનંદમાં તું મગરૂર રહે, અને એમાં જ ખરેખરૂં સુખ છે એમ તું માન, વળી જો તું પીએ તો પ્રભુશ્રીનો પ્રેમનો પ્યાલો પૂરેપૂરો ભરીને પીજે. (પ્રભુ પર સંપૂર્ણ પ્યાર રાખ.)

(૮) જો કોઇ તને કડવા (આકરા) શબ્દો કહે તો તું તેના બદલામાં હંમેશાં મીઠાં ( સારાં ) વચનો જ કહેજે, અને પારકી મૂર્ખતા ખાતર તારે મોંએ તું ઝેર લાવીશ નહિ.

(૯) હે ભાઇ! નસીબ તો ઘેલું છે, કારણ જો કોઈ માગે તો તે છેટે નાસી જાય છે, અને જે માગતું નથી તેની પાસે દોડતું આવે છે.

(૧૦) તું હંમેશાં નિર્મોહી રહી શાંતિથી રહેજે, કારણ કે એમાં જ મોટું સુખ છે. માટે તું દુનિયાની બધી રમત તથા

તેના છળકપટથી દૂર રહેજે. (છોડી દેજે)

(૧૧) પ્રભુનાં નામનાં પુષ્પોની તું કવિતા રૂપી માળા બનાવી તેને પ્રભુની વહાલી ડોકમાં હોંશથી પહેરાવી દેજે. (પ્રભુના ગુણ ગાન ગાયા કરજે.)

(૧૨) આ પ્રમાણે તું પ્રભુની કાવ્યમાળા બનાવનાર કવિરાજ થયો, પછી તને શી પીડા રહી? બાલાશંકર કહે છે કે પછી તું મસ્તીમાં (પ્રભુ ભક્તિમાં) મઝા માની હંમેશાં તારા આનંદમાં જ રહેજે.

## પાઠ ૪૮ મો. જિંદગી વિષે.

સમશાન=(स्मशान) મશાણ.
યોગ=મેળાપ(युज्+अ) જોડાણ.
ઠામ=ઠેકાણું (स्थान).
કારમો=નાશવંત.
ઠરેલો=રહેલો.
કાય=કાયા, શરીર.
માણવી=ભોગવવી.
નેમથી=નિયમથી.
સુ=સારાં.
આદરો=કરવા માંડો.
નકારો=નઠારો.
ઝાંખ=જો.
ઝીણાશથી=બારીકીથી.
આદર=કર.
હરિપે=હરિ સાથે.
પાછું=ગભરાએલો, બેવકૂફ.
ન્યાળી=ધારીને જોઇ.
જામ=પહોર.
અવિચળ=(अ+वि+चल्+अ) કાયમ ચળે નહિ તેમ.
મુક્તિ+(मुच्+ति) મોક્ષ.
ઠોરમાં=ઠેકાણામાં.
અગમ=(अगम्य=अ+गम्+य) નશોધ્ય, જ્યાં પહોંચી શકાય નહિ તેવું.
દીનતા=(दीन+ता) ગરીબાઇ.
દાખી=જણાવી.
તાકી=જોઈ.
જિંદગાની=જીવતર.

તોલે=(તુલ્=તોળવું) બરાબરીમાં. ચંચળે=ચંચળતાથી.
જામીઆં=થયા, કારમાં=નવાઇ જેવાં.
વાસના=ઇચ્છા. ધાર ધ્યાને લહી=મનમાં લઇને
નામ નિશાની=નામ. વિચાર.
ખરાબે=ટેકરા ઉપર. તોળ=તુલના કર.
અરણવે=સમુદ્રે. ચા'હ=ચાહે, ઇચ્છે.
ઝીલ તું કામને=કામ કરવા માંડ. મનસુખ=મનનું સુખ.
મોહથી=હોંશથી. સેવ=સેવા કર.

(૧) આ જીવન સાચું અને જરૂરનું છે, અને સ્મશાન છેલ્લું સ્થાન છે એમ સમજીશ નહિ, કારણ કે શરીર અને જીવનો જે નાશવંત મેળાપ છે, તે આ એકજ સ્થાને રહેલો છે એમ ધારીશ નહિ. (જન્મ મરણ એમને એમ થયાં જ કરે છે) હે માટીના માણસ ! તારી કાયા માટીમાં મળી જશે, એમ તું જાણ. વળી હે ભાઇ ! જ્યારે જીવ કાયાથી જુદો પડે છે ત્યારે કાયાના શા હાલ થાય છે એ જીવ જાણતો નથી.

(૨) આ દુનિયામાં જન્મીને બહુ મજા ભોગવવી, અથવા તો હૃદયમાં રોષ ધારવો. (સંસાર પર પ્રીતિ રાખવી અથવા અભાવ લાવવો.) એ બેમાંનું એક પણ સ્થાનમાં (દુનિયામાં) કામનું નથી એમ તમે પોતે જાણી લ્યો. અને બહુ જ હોંશથી અને હંમેશના નિયમથી આજથી કાલ વધારે ઉદ્યમ કરીને સત્કર્મો કરવા માંડો. પણ વાંદરાની પેઠે મૂર્ખ થઇ વહેમમાં જ ન બેસી રહો.

(૩) હે માનવી ! તું કાળની (વખત) પાંખને બારીકાથી જો, તેની પાસે વિજળીનો વેગ પણ હારી જાય છે. (કાળ બહુ ઝડપથી

ચાલે છે) વળી રે હે ભાઇ ! આ વખતમાં હુન્નરનો પાર નથી, માટે જે રીત સારી હોય તે શીખવા માંડ; અને હૃદયમાં હિંમત લાવી પ્રભુ સાથે પ્રીતિ જોડી સાચા ઉદ્યોગમાં તું રાજી રહે અને બહાદુર તથા બળવાન બની ધર્મને ધારણ કર, અને મોતની બીકથી બીને પાજી (નાહિંમત) બનીશ નહિ.

(૪) આ દુનિયારૂપી રણક્ષેત્રને તું તારી આંખે બરાબર તપાસ, તે ક્ષણભંગુર છે, અને ફક્ત બે પહોરનું જ ઠેકાણું છે એમ આંખથી તપાસીને હિંમતથી જાણી લે. અને હિંમત ભર્યાં સારાં કામો કર કે જેથી તારૂં નામ કાયમ રહે. કારણ કે દેવો પણ દાન કરવાથી મુક્તિ આપે છે, માટે તું આ દુનિયામાં જેમ ઢોર ચાબકા વડે ચાલે છે તેવો તું ઇશ્વરકૃપાથી થઇશ નહિ.

(૫) ભવિષ્ય (ભાગ્ય) ને આધારે રહી નાશ પામીશ નહિ, અને નક્કી સારૂં થશે, એમ માની આગળ થા. જે વાત બની ગઇ તે ભલે ગઇ, એમ માનીને તું તારા મનમાં જરાપણ ખેદ ધરીશ નહિ. પણ અત્યારનો વખત સૌથી સારો દેખાય છે એમ માની (આળસ રૂપી) અવગુણ હાંકો કાઢી ઝટ ઉદ્યમને પકડ, અને નમ્રતાથી પ્રભુને હૃદયમાં રાખીને તરત જોઇને હિંમતથી કામ કરવા માંડ.

(૬) મોટા મોટાની જીંદગીઓ ખરેખર આપણને યાદ આપીને જણાવે છે કે (જન્મતી વખતે) એમાંના કોઇની આબરૂ એક તરણા બરાબર પણ ક્યાં હતી ? તેઓ જ પ્રખ્યાતિને પામ્યા અને એનાં જોર ભારે જામ્યાં, એવી જ રીતે આપણે પણ મનથી કરવા ઇચ્છાએ તો આપણી સંસારમાં સારી કીર્તિ ફેલાય.

(૭) આપણે આપણાં શુભ ઇચ્છાના પુદ્દગળો વેરીને એવાં

સારાં કામો કરીએ કે જેથી આપણું નામના આ દુનિયામાં કાયમ રહે, અને આપણો દાખલો જોઇને કોઇ પણ માણસ એવાં કામો કરવા હિંમત કરી શકે. દુનિયારૂપી મહાસાગરમાં કામ કરતાં જેનું વહાણ ખરાબે અથડાવાથી ભાંગી જાય છે, અને એથી તે માણસ તેની પાસે કાંઇ ન રહેવાથી એકલો દુનિયારૂપી સમુદ્રમાં ભટક્યા કરે છે. (આપણે ખરાબ રસ્તે ચાલી દુષ્કર્મો કરીએ તેથી જ્યારે આપણું મૃત્યુ થાય ત્યારે આ સંસાર સમુદ્રમાં ચોમેર ગોથાં ખાવાં પડે અને મોક્ષને મેળવી શકાય નહિ.)

(૮) માટે તું ઉઠ, તૈયાર થા, અને હિંમત અને હોંશ રાખીને ઉદ્યમે વળગ, અને ચંચળાઇરૂપી જાળ નાખીને આળસ છોડી દઇને ઘણા જ પ્રેમથી કામને વળગ, વળી ધીરજ લાવીને નવાઇનાં કામો કર, અને કામો કરવામાં કદિ પણ હિંમત હાર નહિ અને કામ પૂર્ણ કર્યા પછી પૈસાની (ફળની) રાહ જોઇશ તો ઇશ્વર જરૂર તે આપશે જ.

(૯) અરે ઓ માનવી! મારૂં બોલેલું હૃદયમાં શ્રવણ કરી, આ સારા નવ છંદ ગાઇ તું ગુણી થા, અને એમાં કહેલી વાત ધ્યાનમાં લે, અને હૃદયમાં ખરાબ વિચારો લાવ નહિ અને આ ગરીબ રણછોડની વિનતિ વાંચીને તરત જ તેની બરાબર તુલના કર, અને મનની અંદર સુખ ઇચ્છતો હો તો પ્રભુનો દાસ થઇ હોંશથી ભક્તિ કરી તેની સેવા કર.

## પાઠ ૫૧ મો, સંસાર સાગરના તોફાનોમાં પડેલી નૌકા.

સાડે=કિનારે. વાળવું તે.
ભ્રમણ=ભ્રમનને ફેરવી વહાણને નાવિક=(નૌકા+આ) ખલાસી, વ-

હાણ્ હાંકનારા.

સુસવાટા=ખૂબ જોરમાં ફૂંકાતો પવન.

ગર્વ=લઈ જવાની હિંમત.

વલોવાય છે=મુંઝાય છે.

તિમિંગલ=મગર મચ્છ, મોટાં માછલાં.

નૌકા=વહાણ.

ખાડખડબા=ખાટા ટેકરા.

કરૂણાનિધાન=[करुणा+निधान] કરૂણાના ભંડાર. (છ. તત્પુ)

ખેપ=મુસાફરી.

ભૂતેશ=(भूत+ईश) જીવનો ધણી, પરમેશ્વર.

દેજો હાથ=મદદ કરજો.

(૧) ડામણ દેવાય તેવું રહ્યું નથી તો આ દેહ રૂપી હોડીને કાંઠે શી રીતે લઈ જઈ શકાય ! (સત્કર્મો કર્યાં નહિ, અને દેહનો અંત આવવાની તૈયારી છે, તો હવે મોક્ષ શી રીતે પ્રાપ્ત કરાય !) અરેરે ! હવે શું થશે ! સઢ ચાલ્યું જાય છે, અને નાવિક (ઇશ્વર) કહેલું કાંઈ કાને ધરતા નથી. વળી વરસાદ આવે છે, અને વચમાં પવન સુસવાટા કરતો વાય છે. (બીજી ઉપાધિઓ પણ નડે છે) હે પ્રભુ ! હવે સંસાર રૂપી સાગર પર હોડી હાથ રહેતી નથી.

(૨) વહાણ ડોલું ડોલું થાય છે, સુકાન કાંઇ કામ કરતું નથી અરે જુઓ ! કોઇ ઠેકાણે કાંઇ દેખાય છે ! અરેરે ? સર્વ સાધનો ખુટી ગયાં (જીવવાની આશા તુટી ગઇ) અને હવે હિંમત ન રહી, તેથી મન મુંઝાય છે. અરે ? ચારે તરફ મોટા મગરમચ્છો આવીને ખરેખર હોડીને નમાવી નાખે છે ( દુષ્કર્મ રૂપી મચ્છો) હે પ્રભુ ?

(૪) મારૂં મેળવેલું બધું ધન હવે પાણીમાં જાય છે, અને ખરેખર છેવટે (મૃત્યુ આવતાં) આ મુસાફરી નકામી થઇ પડી, હે પ્રભુ ! હું ભવ સમુદ્રમાં રખડતાં ખરેખર માર્ગ ભૂલ્યો અને મારે

માથે બહુ (દુઃખ પડયું) થઇ. હે પ્રભુ મારા પર દયા લાવી મને મદદ કરજો કારણ હું તમારે જ આશ્રયે પ્રથમથી જ. છું હે પ્રભુ.

## કવિના પિતાનો મંદવાડ

પારો=ગરમી માપક યંત્રમાં હોય તે; શરીરમાંનો ધાતુ.

અદીઆ=આગળથી.

ફાવ્યો નહિ લેશ=જરા પણ ધાર્યું કામ આવ્યું નહિ.

વાદળે=રોગે.

ખરાં=ઉગરવું તે, બચાવ.

વામી નાખ્યો=કાઢી નાખ્યો, ફેંકી દીધો.

હોકો=હોકાયંત્ર (જેનો કાંટો હમેશાં ઉત્તર ધ્રુવ તરફ રહે છે)

ટકટક=એકી નજરે, તાકીને.

ટંડેલ=કપ્તાન.

ધૂમ=બેભાન.

(૧) હે ભાઇ! હવે શરીર રૂપી વહાણ તોફાનમાં છે, અને કોઇ પણ ઉપાયો હાથમાં રહ્યા નથી, તેં તારી યુક્તિ પ્રયુક્તિઓ ઘણી જ કરી, પણ રાત્રિ પડી ગઇ.

(૨) જ્યારે પારો નીચે ઉતરવા માંડયો, ત્યારે તેં આગળથી જાણ્યું હતું કે તોફાન થશે, તેથી તોફાનમાંથી વહાણ બચાવવાને તું ઘણો જ મથ્યો, પણ જરા પણ ફાવ્યો નહિ, અને વાદળે ઘેરો ઘાલ્યો (રોગમાં ઘેરાઇ ગયો,) અને તોફાનની શરૂઆત થઇ.

(૩) બહુ તોફાની વંટોળીઓ છૂટયો, તેથી સઢો ચીથરાં થઇને જુદી જુદી જગાએ ઉડી ગયા, આવા વખતમાં માણસો શી રીતે બચી શકે!

(૪) વહાણ ડોલમડોલા થવા માંડયું, અને તેમાં પાણી ભરાવા માંડયું! અને જ્યારે તેનું સુકાન પૂરેપૂરૂં ભાંગી ગયું ત્યારે વહાણ આડું અવળું દોડવા મંડ્યું.

(૫) જો કે તેમાંથી ઘણો માલ દરીઆમાં ફેંકી દીધો, તો પણ તે પૂરું તરી શકયું નહીં, અને ઘણા ખલાસીઓ તણાઇ ગયા તો ઉતારૂઓ (મુસાફરો) કેમ ન મરે (તણાય)!

(૬) અંધારામાં ધ્રુવ અને હોકાયંત્ર પણ દેખાતું નથી; એવે વખતે ટંડેલ ઉભો ઉભો ટગર ટગર જુએ છે કે કયારે અને કયાં ડુબું છું.

(૭] જેમ ઝાઝો કેફ કર્યો હોય, અને ફરીને બોલવાના હોસ રહ્યા ન હોય, તેમ કમાન થાકથી બેભાન બની ગયો છે, અને ધીમેથી શ્વાસ મૂકે છે [મોત નજીક આવવાથી નિસાસા મૂકે છે)

(૮) તેમ લાલશંકર જે વહાણનો ખલાસી છે, તે વહાણ પણ ખરાબા પર ચડીને ભાંગી ગયું, (મૃત્યુ પામ્યો) અને તેના ખાલી ખોખાનો (જીવ ગયા પછીના કલેવરનો) પણ નાશ થયો અને તેનો વારસ (દીકરો) નર્મદાશંકર પણ રોઇને રહ્યો.

## પાઠ પરમો, પરમેશ્વરની સ્તુતિ વિષે.

પરમેશ્વર=(परम+ईस्+वर) મોટો ધણી, મોટો ઇશ્વર.

સ્તુતિ=(स्तु=વખાણવું+ति) વખાણ અરજ.

રચના=(रच्+अन+आ) બનાવટ.

રચનાર=બનાવનાર.

કરૂણાળુ=દયાળુ.

પ્રભુતા=મોટાઇ.

મજરો=નમન, વિનતિ.

વણસે=બગડે.

વણ=વગર.

નરધારી=નકી કરી. (નિર્ધારી)

મેદની=પૃથ્વી.

હરી=લઇ લીધી.

દુઃખકાળે=દુઃખ વખતે.

આપદા=પીડા, દુઃખ (आपत्ति)

દાહતી=[दह्=બાળવું] બાળતી.

મલિની=(मलिनी) મેલી.

કથશે=(कथ्=કહેવું) ગણશે, કહેશે.
થોક=(स्तोक) જથ્થો.
બણીબણી=બની બની.
તાપ=દુઃખ.
જગપાળ=[जगपालक] દુનિયાનો પાળનાર, પરમેશ્વર.
કથી=કહી.
જાણશે=શિખકે.

સદ્ભાગી=સારા ભાગ્યવાળા.
જનરંજન=માણસોને રાજી કરનારા.
તનવંત=શરીરવાળા (तन+वंत)
નિજનો=પોતાનો.
ખુની=ખુન કરનારો.
ગણના=ગણત્રી.
અલ્પબુદ્ધિ=થોડી બુદ્ધિ વાળો.
ઓચરે=(उत्+चर्) બોલે.

(૧) હે દુનિયાની બનાવટના બનાવનાર ધણી, કરૂણાળુ ! અમારા પર મહેરબાની કરો. હે પ્રભુ ! તું તારી મોટાઇ ધારણ કરીને અમારી અરજ ધ્યાનમાં લઇ અમારો રોગ લઇ લે.

(૨) હે સુખીઆ ! તમે અમને સુખી કરવાને તમારા કર વાપરો, જેથી હું તને ભજી શકું, હે પ્રભુ ! તારી ભક્તિ સિવાય માણસની ધારેલી ધારણા ખરેખર બગડે છે.

(૩) હે પ્રભુ ! આ દુનિયામાં જે જે માણસો જન્મે છે, તે બધાની તેં પીડા હરી લીધેલી હોય એવું જણાય છે; વળી દુઃખની વખતે તેઓનાં દુઃખો કાપી નાખીને તેં તેઓને તારાં દીકરી દીકરા જેવાં ગણેલાં છે.

(૪) હે ઉપકારી ! જે ઘડીએ તેં જેટલાં પ્રાણીઓ બનાવ્યાં તે બધાં ઉપર તેં ઉપકાર કર્યાં છે. હે ગુણવાન ! તારા ગુણ વાંચીને તેઓની જરા જેટલી પીડા પણ ટળી ગએલ છે.

(૫) જે દુર્બુદ્ધિ હંમેશાં અમને બાળતી હતી તે ગઇ, અને સદ્બુદ્ધિ આવી, જો કોઇ કવિઓ તારી કવિતા કરી તારા ગુણ ગાવા બેસે તો તેનો મોટો થોકડો થશે, અને તે બનાવી બનાવીને થાકી જશે.

(૬) અમારાથી જે નખમાં પણ ખમી શકાતું નથી, એવાં કેટલાંએ દુઃખો બિચારાં જીવતાં પ્રાણીઓ ખમે છે, હે જગતના પાલક ! બધા ઠગ લોકો ઠગવાની વાતો કરે છે, પણ તું આખી દુનીઆનું પાપ હરી લે છે.

(૭) રજકણની ગણત્રીનો પાર પામી શકીએ જીએ, પણ તારા ડહાપણની ગણત્રીનો છેડો આવતો નથી, સેંકડો માણસો આ દુનિયામાં જાણુશે ફરે છે. પણ ભાગ્યશાળીઓ જ તારી સેવા રૂપ સદ્ ભાવના ધરી શકે છે.

(૮) હે સુખના કરનારા ? તેં માણસોના સુખના કારણે તેઓ રાજી થાય એવા રંગો બનાવ્યા છે, જે માણસ તને નમશે નહિ તો તે માણસને વાનર જેવો જાણવો.

(૯) તને છોડી દેવાની જે વાત કહે તેને માણસો પોતાનો જ ખુની (આત્મઘાતી) છે એમ ગણે છે. જો કોઇ તારા ગુણની ગણત્રી કરવા માંડે તો તારા ગુણો ગણતાં ગણતાં જ તે મરી જાય (મતલબ તારા ગુણો અપાર છે.)

તારા ગુણો ગણતાં કદિ પણ પાર પામી શકાતો નથી તો દલપતરામ કવિ કહે છે કે હું થોડી બુદ્ધિ વાળો આ કવિતા બનાવીને તારા ગુણો શું કહી શકું ?

## અભિમાન તજવા વિષે.

અભિમાન=(અભિ+મન+અ) અંહાકાર
હજારવસા=ઘણું કરીને, નક્કી.
હલકો=ખરાબ સ્વભાવનો.
કેણ=વચન.
સમાપર=નબળા વખતમાં.
મદોન્મત=(મદ+ઉન્મત્ત) મદમાં છકી ગએલા.
રિપુ=શત્રુ.

| | |
|---|---|
| બાણ કમાન=તીર કામઠું. | નમ્ર=નિરભિમાની. |
| શીળી=ઠંડી. | પ્રભુપદ=પ્રભુનું ધામ, મોક્ષ. |
| ગુણગાન=ગુણના ગાયનો, યશોગાન. | પૂરણ=પૂરેપૂરું. |
| સજે=ધરે. | બ્રહ્મપિછાન=પ્રભુનું ઓળખાણ. |
| સાર=સારા. | રસાળ=રસિક, આનંદ આપે એવા. |
| ચહો=ઇચ્છો. | પ્રજાપ્રતિપાલ=પ્રજા પાલક રાજા. |

(૧) કોઇ માણસ કદિ પણ અહંકાર કરે તો તે ઘણું કરીને બહુ જ હલકા સ્વભાવનો હોય છે. માટે હું તમને આ સારૂં વચન કહું છું. તે તમે કાનથી શ્રવણ કરો, અને ભગવાનને ભજીને અભિમાનને છોડી દો.

(૨) રાવણ જેવાનો પણ અહંકાર પડી ભાંગ્યો, અને વખત જતાં સર્વે તેના શત્રુ થયા, અને છેવટે તેને પ્રાણનું નુકશાન થયું (જીવ ગયો) માટે ભગવાનને ભજો અને અહંકાર છોડી દો.

(૩) વળી કહો કે દુર્યોધન જેવા અને કર્ણ જેવા હાલ ક્યાં છે, જેઓ હમેશાં સદાવ્રત તથા દાન આપતા હતા, તેઓ પણ અહંકારમાં મરણ પામ્યા. માટે ભગવાન૦

(૪) જે યોદ્ધાઓ જગતની અંદર પ્રખ્યાતિ પામેલા હતા, અને પોતાના દુશ્મનો ઉપર યુક્તિથી ગુસ્સો કરતા હતા, એવા બળવાળા પણ પોતાનાં તીર કામઠાં મૂકી દઇને મરણ પામ્યા. માટે ભગવાન.

(૫) જેઓના માથા ઉપર છત્રની ઠંડી છાયા થતી, અને જેઓ કાંઇ પણ કરતાં જરા પણ ડરતા નહિ. એવા માણસો પણ મરી ગયા. અને ફક્ત તેમના ગુણગાન જ રહ્યા. માટે ભગવાન.

(૬) જો માણસ બધા સારા ગુણો ધારણ કરે. પણ જો સાથે

જરા પણ અભિમાન રાખે, તો તે દૂધ અને સાકરમાં ઝેર મળ્યા બરાબર થાય. માટે ભગવાન૦

(૭) જો તમે દુનિયામાં તમારી આબરૂ મેળવવા ઇચ્છતા હો તો તમે કોઈ કદિ પણ અભિમાન કરશો નહિ. જો તમે નમ્ર હશો તો ગુણવાન થશો. માટે ભગવાન૦

(૮) જો અભિમાન જાય તો ઘણા જ મિત્રો મળે, અને પ્રભુ પદનો પવિત્ર પ્રેમ મેળવી શકાય, અને તેથી પરમેશ્વરનું સંપૂર્ણ ઓળખાણ પડે. માટે ભગવાન૦

(૯) કવિ દલપતરામ કહે છે કે હે સર્વ પ્રજાજનો અને પ્રજા પાલકો! આ નવ રસિક છંદો સાંભળો, અને પછી તે વિગત મનમાં ધારીને બરાબર વિચાર કરો. માટે ભગવાન૦

## પાઠ ૫૫ મો, હિમાલયનું વર્ણન.

હિમાલય=(हिम+आलय) બરફનું ઠેકાણું.

હિમાચળ=(हिम+अचल) જ્યાં કાયમ બરફ રહે છે તે.

બેઠ્યે=બેસવાથી.

જાહ્નવી=જાહ્નુ રાજાની પુત્રી, ગંગા.

અઘહર્તા=પાપને હરનાર (अघहर्तृ)

શૃંગે=શિખરે

પાર્વતીપતિ=શંકર.

પંક=કાદવ

પવનઉદયે=પવન વાવાથી

દવ=જંગલનો અગ્નિ, દાવાનળ.

દેવદારૂ=દેવદારનાં ઝાડ.

તરૂસ્કંધ=(तरु+स्कंध) ઝાડની ડાળી.

તરૂસ્કંધ ઘુષ્ણે=ઝાડની ડાળીઓ ઘસાવાથી.

પુચ્છગુચ્છ=પુંછડાનો ગુચ્છો.

પ્રજ્વલન=(प्र+जल्+अन) સળગવું.

ધારા=ધાર

આતુર=ઇચ્છાવાળો.

આરત=પીડા. (आर्ति).

સજ્જન=(सत्+जन) સારો માણસ.

તલપ=છલંગ.

શરભ=એ આઠ પગનું કલ્પિત પ્રાણી છે. હાથીનો કટ્ટો દુશ્મન ગણાય છે.

ભ્રાંત (भ्रांति)=વહેમ.

અંગભંગ=શરીરનું ભાંગવું.

ગગનસું=ગગન સાથે.

આરંભે=શરૂ કરે.

પરિભવ=હાર.

વેણુ=વાંસળી, વાંસડા.

કિન્નરીઓ=સ્વર્ગની ગાનારીઓ.

કોકિલકંઠે=કોયલના અવાજે.

ત્રિપુરવિજય=ત્રિપુરાસુર નામના દૈત્યને મહાદેવે માર્યો હતો, તે પરાક્રમ વિષેની કવિતા. (त्रिपुर+वि+जय्+अ)

ઉત્સાહે=આનંદે.

મૃદંગ=પખાજ.

શિવવલ્લભ=શિવને વહાલું

સંગીત=(सम्+गी+त) ગાયન.

સાજે=સામગ્રીઓ.

ઉપતર=ઉપલી બાજુ.

વિશેષ=વધારાનું જોવા લાયક.

બાળનિયમન=બળી રાજાને બંધન કરવા. (नि+यम्+अन)

તત્પર=તૈયાર.

ક્રૌંચ=એ નામની હિમાલયમાંથી ટિબેટમાં જતાં સાંકડી ખીણ છે.

પ્રતિવર્ષે=દરેક વર્ષે.

ભૃગુ કુળદીપક=ભૃગુ કુળ દીપાવનાર. (પરશુરામ)

તેડે છે=બોલાવે છે.

વીસભુજ=જેને વીસ ભુજા છે તે રાવણ. (બહુ વ્રીહિ.)

ખખડ્યા છે=ડોલી ગયા છે.

(૧) જે બરફને લીધે ધોળો દેખાય છે અને જેના પત્થરો પર કસ્તુરી મૃગ બેસવાથી જેની સુગંધ તે પત્થરો પર બ્હેકી રહી છે. વળી જ્યાંથી ગંગાજી નીકળે છે, એવા હિમાલય પર્વત પર તું પ્હોંચ, અને તેના થાક ઉતારનારા શિખરો પર તું બેસ તે વખતે

તેની શોભા જાણે શંકરનો પોઠીયો તેનું શરીર ઉછાળતો ન હોય એવી જણાશે.

(૨) દેવદારના ઝાડની ડાળીઓ પવન જોરમાં વાવાથી ઘસાય છે, અને તેથી અગ્નિ ઉત્પન્ન થાય છે. તે જંગલી ગાયોના પૂછડાના ગુચ્છાને ઠામઠામ સળગાવી પર્વતને પીડે છે, તો તે વખતે તારી હજારો ધારોથી તારે તેને ઓલવવો ઘટે છે. કારણ કે સજ્જનો જે સંચય કરે છે. તે ઇચ્છાવાળાની પીડાને દૂર કરવા માટે જ કરે છે.

(૩) સરભ નામનું પ્રાણી હાથી છે એમ માનીને (હાથીના વહેમમાં] તારા પર એકદમ ગુસ્સાથી તલપ મારે છે, તે ફક્ત તેનું શરીર ભાંગવાને માટે જ. કારણ કે હે હિમાચળ ? તું તો ચંચળ છે, અને ગગનની સાથે વાત કરનારો છું (ઘણો ઉંચો છુ) અને તેને તનતોડ કરાનો મારમારી ખડખડ સામું જોઇને હસે છે. કારણ કે વગર વિચાર્યું આરંભવાથી કોણે હાર નથી ખાધી ?

(૪) વાંસળીઓમાં પવન ભરાવાથી ત્યાં મધુર અવાજ થાય છે, અને તેની સાથે સુંદર કિન્નારીઓ પણ કોયલ જેવા મધુર કંઠથી શંકરની જીતના ઉત્સાહની કવિતાઓ જાણે ગાતી હોય નહિ તેવું જણાય છે. તે વેળા તું ગુફામાં પખાજના અવાજથી ગાજતો. તે જાણેશિવને વહાલું સંગીત સંપૂર્ણ સામગ્રી સાથે થતું હોય નહિ ?

(૫) હિમાલયની ઉપલી બાજુના ભાગ પર જે જે વધારે જોવાનું હોય, તે તે જોઇએ. (૧) બળી રાજાને વશ કરવા માટે બાંધવાને ધરેલ વામનજીનું રૂપ, તેના શ્યામ પગલાં જેવું બાળનિયમન છે તે જોઇ તું જ્યાંથી દરેક વર્ષે હંસનાં ટોળાં આવે છે અને જાય છે

તથા ભૃગુ કુળ દીપક જે પરશુરામ તેની કીર્તિની જે ખરેખરી બારી છે તે ક્રૌંચની બારીમાં તું પેસ.

(૬) પછી તે બારીમાંથી ઉંચે ઉત્તરમાં તું મુસાફરી કર, તું હોંશથી કૈલાસ પર્વત પર જઇને તેનો મેમાન થા, જો તે તને બોલાવે છે ! અને રાવણના ભુજબળથી જેના સાંધા ઢીલા પડી ડોલી ગએલા છે તેવા તે શિખરની તું શોભા જો.

પદ

અપરંપાર=(अपरमपार) ઘણીજ.
ગિરિવર=મોટો પર્વત, પર્વતમાં શ્રેષ્ઠ (गिरि+वर)
શીષ=(शिर्ष) માથું, શેષનાગની ફેણ.
મગન=ખુશી (मग्न).
ચંદા=ચંદ્ર.
તુહિન=બરફ.
વપુ=શરીર.
શમાવા=શાંત પાડવા.
ત્રિવિધ તાપ=(त्रि+त्रण+विध=जाति) ત્રણ જાતનાં દુઃખ (આધિ, વ્યાધિ, ઉપાધિ).
વાસફૂંકી=વાંસળી વગાડી.
મૃદુ=મધુર, ધીમું.
મોરાર (मुरारि=मुर+अरि=शत्रु) મુર નામના રાક્ષસને મારનાર.
નિરોગી=રોગ વિનાના તંદુરસ્ત.
ઔષધધારક=ઓસડ ધારણ કરનાર. (પર્વત)
ધન્વંતરિ=એ નામનો વૈદ્ય.
શીત=ઠંડી.
વરષા=વરસાદ.
જ્વાલા=અગ્નિની જાળ.
પવન તરંગ=પવનના ઝપાટા.
જનન=(जन+अन) જન્મવું તે.
સ્થિતિ=(स्था) હોવાપણું, હયાતિ
સુખકાર=સુખ કરનાર.

(૧) હે ગિરિવર ! તારી શોભા અપાર છે, તને હું હજારો વખત વારી જાઉં છું. શેષનાગના માથા પર પૃથ્વી રહેલી છે, અને તેના પર હે યાર ! (પર્વત) તું સ્થિર રહેલો છું હે ગિરિવર !

(૨) તને ચંદ્રમા આકાશરૂપી ગોખમાંથી ખુશી થઈને જુએ છે હે ગિરિવર !

(૩) ત્રણે પ્રકારનાં દુઃખોને મટાડવા તું તારા શરીર પર બરફ ધરે છે. હે ગિરિવર !

(૪) જેવી રીતે શ્રી કૃષ્ણ ભગવાન વાંસળી વગાડીને ગાયન કરે છે તેવીજ રીતે તું પણ વાંસને વગાડતો દઢવ્રતને ધારણ કરનારો અડોલ જણાય છે હે ગિરિવર.

(૫) વળી તું નિરોગી કરનાર, અને દરેક ઔષધીને ધારણ કરનારો છે, તેથી તું ખરેખરો ધન્વંતરિનો અવતાર છે હે ગિરિવર.

(૬) તું ટાઢ, તાપ, વરસાદ, અગ્નિને જરાવાર પણ ગણતો નથી. હે ગિરિવર.

(૭) તારા પર પવનનાં મોજાં ઉછાળા મારી રહેલ છે તેની પણ તને દરકાર નથી હે ગિરિવર.

(૮) તારા જન્મને અને તારી સ્થિતિને ધન્ય છે કારણ કે તું હમેશાં સુખ આપનારો છે હે ગિરિવર.

